# કોની બહેન?

## અને બીજી વાતો


લેખક

લીઓ ટૉલસ્ટૉય

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ





વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ





પ્રકાશક

એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની

પબ્લિશર્સ ઍન્ડ બુકસેલર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. ચંદ્રશંકર શુકલનાં ઈતર પુસ્તકો

સીતાહરણ (પાંચમી આવૃત્તિ)
પિરામીડની છાયામાં

*

: અનુવાદો :



શાનનો અવાજ—લોવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ)

ધર્મસંસ્થાપન—ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ—ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ—રાજેન્દ્રપ્રસાદ

હિંદુ જીવનદર્શન—રાધાકૃષ્ણન

મહાત્મા ગાંધી—રાધાકૃષ્ણન

અહિંસાની તાલીમ—ગ્રેગ

ગાંધીજીને જગવંદના—રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)

ધર્મોનું મિલન—રાધાકૃષ્ણન

ગાંધીજીના જીવનપ્રસંગ—મીલી પોલાક

પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ)

ગાંધીજી સાથે અઠવાડિયું—લુઈ ફીશર

હિંદુ ધર્મ—રાધાકૃષ્ણન

વેદની વિચારધારા—રાધાકૃષ્ણન

ચૂપ નહીં રહેવાય—ટૉલસ્ટૉય

ગાંધીવાદી આર્થિક યોજના—અગ્રવાલ

યુવાનોની સંસ્કારસાધના—રાધાકૃષ્ણન

બે નવલકથા—ટૉલસ્ટૉય

---

આવૃત્તિ પહેલી ઑગસ્ટ, ૧૯૪૫

કિંમત સવા બે રૂપિયા

# પ્રસ્તાવના

ટૉલસ્ટૉયની જુદે જુદે વખતે લખેલી, ને જુદા જુદા રસવાળી પાંચ વાર્તાઓના અનુવાદ આ પુસ્તકમાં આપેલા છે.

૧

'બરફનું તોફાન' (૧૮૫૬) એક સાહસકથા છે. ટૉલસ્ટૉય ૧૮૫૪માં કૉકેસસમાંથી ઘેર પાછા ફરતા હતા, ત્યારે તેમને ખરેખર થયેલા અનુભવ પરથી આ વાર્તા રચાઈ છે. બરફના સખત તોફાનમાં ગાડાં ભૂલાં પડે છે, પોતે ક્યાં જાય છે એની હાંકનારને જ ખબર પડતી નથી, દિશા સમજાતી નથી, છતાં તેઓ ગાડાં હાંકયે જાય છે, ને બરફથી થીજી જઈ મરી જવાનો ભય તો રહ્યાં જ કરે છે, એ બધાનો આબેહૂબ ચિતાર લેખકે અહીં ખડો કર્યો છે. એમાં એમની ઊંડી અવલોકનશક્તિ દેખાઈ આવે છે. એકસૂરી, નીરસ ને ભયાનક મુસાફરીના વર્ણનમાં સ્વપ્નસૃષ્ટિના અનેક પ્રસંગો વણી લઈને વિવિધતા આણેલી છે. આ જ અનુભવના આધાર પર ચાળીસ વરસ પછી તેમણે 'શેઠ અને ચાકર' એ વાર્તા લખેલી.

૨

'ત્રણ મૃત્યુ' (૧૮૫૯)માં મૃત્યુના ત્રણ જુદા જુદા પ્રસંગોના ચિતાર છે. આને વિષે ટૉલસ્ટૉયના ચરિત્રકાર એલમર મોડ લખે છે: "એક ધનિક સ્ત્રી, એક ખેડૂત, ને એક ઘરડું ઝાડ ત્રણનાં મૃત્યુનાં એમાં સરસ આલેખન છે. ત્રણેય પ્રસંગોમાં ઊંડા અવલોકન ઉપરાંત અદ્ભુત કલાથી કરેલું વર્ણન જોવામાં આવે છે."[૧] વળી કહે છે: "સુશિક્ષિત ને શ્રીમંત લોકોનાં જીવન ઘણીવાર નિરર્થક જોવામાં આવે છે, ને તેઓ બીજાની પાસે સેવાચાકરી માગ્યાં જ કરે છે, એમ ટૉલસ્ટૉય જાણતા હતા. તેનો ચિતાર આમાં આપેલો છે. એક તરફ કચવાટ કરતી માંદી શેઠાણી; , ને

---

૧. 'ધી લાઈફ ઑફ ટૉલસ્ટૉય', વૉ. ૧, પૃ. ૪૧૫.

બીજી તરફ કોઈની પાસે કશું ન માગનારાં — મરતો ખેડૂત, ને મરીને પણ ઉપયોગી નીવડનાર ઝાડ — એ બે વચ્ચેનો ફરક એમાં બતાવ્યો છે."[૨] પણ એમાં એટલું જ નથી. શેઠાણીની જિજીવિષા સાથે વાચકને પણ સમભાવ પેદા થાય છે. તેની આસપાસ કૌટુંબિક સ્નેહનું વાતાવરણ છે. ભરજુવાનીમાં પતિ, બાળકો, ને એવું સુખ છોડીને જવું એ યુવતીને વસમું લાગે છે; ને તે જીવન અને મૃત્યુ વચ્ચેના પ્રદેશમાં ઊભી છે; એનો કરુણ ચિતાર લેખકે રજૂ કર્યો છે. છતાં એ મૃત્યુ પણ શાન્તિમાં થાય છે. આ વાર્તા ટૉલસ્ટૉયની આરંભકાળની એક કૃતિ હતી. તે પછી તેમણે વાર્તાઓ ને નવલકથાઓમાં મૃત્યુના અનેક પ્રસંગો ભારે કુશળતાથી આલેખેલા છે, ને તેમાંના કેટલાક તો ખરેખર અવિસ્મરણીય છે.

૩

'એક સાધુની જીવનકથા' એ એમની ઉત્તરાવસ્થામાં લખાયેલી વાર્તા છે. એ લખાતાં ઘણાં વરસ નીકળી ગયેલાં. ટાલસ્ટૉયને પોતાનાં લખાણો ફરીફરી સુધારવાની ઘણી ટેવ હતી; ને કોઈ પણ કૃતિ સન્તોષકારક લાગે પછી જ તે પ્રસિદ્ધ કરતા. 'સંગ્રામ અને શાન્તિ' (વૉર ઍન્ડ પીસ)ની નવલકથા એમણે ફરીફરી સુધારેલી; ને તેમનાં પત્નીએ સાતવાર આખી નવલકથાની સાફ નકલ કરેલી.[૩] 'એક સાધુની જીવનકથા'માં આત્માર્થી માણસને નડતાં અનેક વિઘ્નોનું આલેખન છે. એ વિઘ્નો બહારથી આવે છે એના કરતાં વધારે તો મનમાંથી જ ઊઠે છે; ને મનરૂપી રણભૂમિ પર જ એ શત્રુઓ સામે સંગ્રામ કરવાનો હોય છે. તુકારામે કહેલું તેમ, 'आह्मां घरीं नित्य युद्धाचा प्रसंग, अंतर्बाह्य जग आणि मन.' (અમારે ઘેર તો રોજ યુદ્ધનો પ્રસંગ છે — એક તરફ આંતરિક તેમજ બાહ્ય

૨. 'નાઈન સ્ટોરીઝ'ની પ્રસ્તાવના, પૃ. ૯

૩. મૉરીસ હિંડસ : 'મધર રશિયા', પૃ. ૩૦૪.

જગત, ને બીજી તરફ મન, નિરંતર લડતાં હોય છે.) આ આન્તર યુદ્ધના ઇતિહાસમાં ટૉલસ્ટૉયે માણસના મનોભાવનું સૂક્ષ્મ પૃથક્કરણ આપેલું છે. એ શક્તિ એમનામાં અસાધારણ હતી, ને એમનાં લખાણોની એ એક મોટી વિશેષતા હતી. એ શક્તિને વિષે એલમર મોડ લખે છે : "એને લીધે તેઓ માણસના વર્તનની પાછળ રહેલી માનસિક પ્રક્રિયાનું આબેહૂબ વર્ણન કરી શક્યા છે. ધીરેધીરે એ પૃથક્કરણશક્તિ પૂર્ણતાએ પહોંચી; ને માણસની ચેતનાના નીચલા થરોમાં એમની પહેલાંનો કોઈ નવલકથાકાર નહોતો પહોંચ્યો એટલા ઊંડા તેઓ પહોંચ્યા છે."[૪] એને લીધે એમની વાર્તાઓ ને નવલકથાઓએ પહેલેથી જ નવી ભાત પાડેલી. 'એક સાધુની જીવનકથા'માં વાર્તાના પ્રસંગોની સાથેસાથે મનોભાવનું પૃથક્કરણ પણ વણાઈ ગયેલું છે; અથવા કહો કે બાહ્ય પ્રસંગો એ મનોભાવનું પ્રતિબિંબ પાડે છે એટલે અંશે જ તેમને વાર્તામાં મહત્ત્વ છે. સર્જિયસના સંસારત્યાગ ને ક્રોધરિપુને જીતવાના તેના પ્રયત્નોથી શરૂઆત થાય છે. કામ અને ક્રોધ બે જુદા શત્રુ નથી, પણ એક જ વિકારનાં બે પાસાં છે, એમ લેખકે સૂચવ્યું છે. એ સાધના ચાલતી હોય છે ત્યાં તપમાં ભંગ પાડવા જાણે એક અપ્સરા આવી ચડે છે. સાધુને ભારે મનોમન્થન કરવું પડે છે, પણ છેવટે તે જીતે છે. ઈસુએ કહેલું કે "તારો હાથ કે તારો પગ કુકર્મ કરવા માગે, તો એને કાપી નાખજે, ને તારાથી દૂર ફેંકી દેજે."[૫] એટલે સાધુ કુહાડી વડે પોતાની આંગળી કાપી નાખે છે; અપ્સરા શરમાય છે; ને એને પરિણામે એનો જીવનપલટો થઈ એ સાધ્વી બને છે.

તે પછી સાધુની કીર્તિ ફેલાય છે. તે માંદાં માણસોને સાજાં કરે છે એમ માની લોકો ટોળાબંધ એની પાસે આવે છે, ને એનો અહંભાવ પોષાય છે. તેના હૃદયનો ઝરો સુકાઈ જાય છે, ને એમાં

---

૪. 'ઍના કૅરેનીના'ની પ્રસ્તાવના, પૃ. ૭.

૫. મૅથ્યુ ૧૮; ૮.

નવો જીવનરસ રેડાતો નથી. તે બીજાઓના પ્રેમને માટે ઝંખે છે, પણ તેના પોતાના હૈયામાં કોઇને માટે સાચો પ્રેમ રહ્યો નથી. કામરિપુ સામે લડવાની જે શક્તિ અગાઉ હતી તે પણ રહી નથી. એમાંથી જ આખરે તે લપસે છે. પણ એ પતન એને જાગૃત કરે છે, ને તે સાધુવેશ તજી ખરેખર ઇશ્વરની શોધ કરવા ચાલી નીકળે છે. માણસોની વાહવા મેળવવાની પરવા ન કરવી, પણ અંતરમાં બેઠેલો રામ કહે તેમ જ કરવું, એવો નિશ્ચય કરે છે. તુકારામે કહેલું તેમ, "सत्य असत्यासी मन केलें ग्वाही, मानियेलें नाहीं बहुमता." (સત્ય અસત્યનો નિર્ણય કરવામાં મેં મનને સાક્ષી બનાવ્યું, ને બહુમતીને અનુસરવાનું છોડી દીધું.) ટૉલસ્ટૉયે બીજે પણ[૬] બતાવ્યું છે કે માણસ જ્યાં સુધી કેવળ લોકરૂઢિને અનુસરે છે ત્યાં સુધી તેનો રસ્તો સુગમ દેખાય છે, તેને કશી મુશ્કેલી નડતી નથી, ને લોકો તેની સ્તુતિ કરે છે. તે લોકમતને છોડી અંતરનાદને અનુસરવા માંડે ત્યાં મુશ્કેલી તો લાગવા માંડે છે; પણ આત્મોન્નતિનો ખરો રસ્તો એ જ છે. આ વાર્તા પણ કહે છે કે જેમ જેમ સર્જિયસ લોકલાજ છોડી અંતરાત્માને અનુસરતો ગયો તેમ તેમ તેને ઇશ્વરની ઝાંખી થવા લાગી. સાધુવેશ છોડવાના તેના સંકલ્પો, 'વેશ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નીકળી,' એ અખાની લીટીનું સ્મરણ કરાવે છે. પણ આ સાધુ તો તેમાંથી નીકળે છે, સાદા સંસારીનો વેશ ધારણ કરે છે, નોકર બને છે, ને શાન્તિમય જીવન ગુજારી આસપાસના લોકોની યથાશક્તિ સેવા કરે છે.

આ સમજ પણ તેને એક સાવ સાધારણ બુદ્ધિની બાઈ પાસેથી મળી, એમ વાર્તામાં બતાવ્યું છે; ને એમ કરીને જે સત્ય તેમણે ધર્મચર્ચાના અનેક ગ્રન્થો દ્વારા પ્રતિપાદન કરેલું તેનું જ અહીં કલામય નિરૂપણ કર્યું છે. માણસો પ્રત્યેનો સાચો, નિઃસ્વાર્થ પ્રેમ, ને તેમની યત્કિંચિત્ પણ સેવા, એ જ માનવજીવનની

૬. 'રીસરેક્ષન', ખંડ ૧, પ્રકરણ ૧૩.

સાર્થકતા છે, ને એ જ ઇશ્વરનિષ્ઠાનો પુરાવો છે, એ વસ્તુ અનેક રીતે સમજાવવા પાછળ એમણે ઘણાં વરસ ગાળેલાં. આ વાર્તામાં સાધુ જુએ છે કે પેલી સાવ સાધારણ બાઈ પાશેંકા પણ સાચો ધર્મ પાળે છે; કેમકે તે નિ:સ્વાર્થભાવે પોતાની આસપાસનાં માણસોની સેવા કરે છે; દિવસરાત પોતાનો નહીં પણ બીજાંનો વિચાર કરે છે; ને તેમને માટે કાયા ઘસે છે. તે નિયમિત પ્રાર્થના કરતી નથી, દેવળે જતી નથી, જપતપ કરતી નથી, ધર્મગ્રન્થો વાંચતી નથી; પણ ધર્મનું જે ખરું હાર્દ છે તેનું આચરણ તે કરે છે. ને છતાં પોતે ખરેખરી ધર્મનિષ્ઠ છે એવું ભાન પણ તેને નથી. આ એક જ સત્ય લોકોનાં મન પર ઠસાવવાને ટૉલસ્ટૉયે અનેક સરસ વાર્તાઓ લખી છે, એ એમની સમર્થ અને વિશાળ પ્રતિભાનો પુરાવો આપે છે.

૪

'કોની બહેન?' એ ફ્રેન્ચ લેખક મોપાસાંની એક વાર્તાનું રૂપાન્તર છે. એ વાર્તાનો ટૉલસ્ટૉયે ફ્રેન્ચમાંથી રશિયનમાં અનુવાદ કરેલો, તેની સાથે પોતે પણ કેટલાક રંગ એમાં પૂરેલા. દેશપરદેશની સફર ખેડતો એક ખલાસી સ્વદેશ પાછો આવી જોડીદારો સાથે બંદરના એક વેશ્યાગૃહમાં જાય છે, ત્યાં તેને પોતાની બહેનનો ભેટો થાય છે, ને ભાઈબહેન આખરે એકબીજાને ઓળખે છે ત્યારે પશ્ચાત્તાપ અને કરુણ આક્રંદ કરે છે. આ વાર્તા દ્વારા કથાકાર જે બોધ આપવા માગે છે તે કથાનાયકને મોઢે જ તેમણે કહેવડાવ્યો છે: 'ખસ અહીંથી! જોતો નથી એ તારી બહેન છે તે? એ દરેક બૈરી કોકની તો બહેન હશે જ ને. જો, આ મારી બહેન ફ્રાંસિયાં છે.' એ બોધ કેવળ એક જ વર્ગને નહીં પણ આખી પુરુષ-જાતિને ઉદ્દેશીને અપાયેલો છે. પુરુષ જે પરસ્ત્રી પર કુદૃષ્ટિ કરે છે તે સ્ત્રી કોકની તો બહેન હશે જ. એ એની પોતાની બહેન હોય તો? — હોય તો શું, છે જ. ભાન ભૂલેલા પુરુષવર્ગના મનમાં આ વિચાર જાગૃત કરવાને આ વાર્તા તેના કાનમાં જોરથી ઘંટ વગાડે છે, એમ કહી શકાય.

૫

પાંચમી વાર્તા રમૂજી ને રૂપકકથા જેવી છે. વિવાહિત જીવનનો આરંભ કરતાં પુરુષે જે શુદ્ધ નિર્ભેળ સુખનાં સ્વપ્નાં સેવેલાં હોય છે તે સંસાર ચાલવા માંડ્યા પછી ઓસરી જાય છે; ને તેને ઇતિહાસકાર લેકીના પેલા મહાવાક્યનું ભાન થવા લાગે છે કે 'જીવન એ કાવ્ય નથી પણ ઇતિહાસ છે.' આ ભ્રમનિરાસનો ચિતાર ટૉલ્સ્ટૉયે આ પત્રમાં આપ્યો છે. એમની જે નાની સાળી તાતિયાનાને એમણે આ કાગળ લખેલો તેને નજર સામે રાખીને તેમણે 'વૉર ઍન્ડ પીસ'માંનું નાટાશાનું જીવતુંજાગતું સ્ત્રીપાત્ર સરજાવ્યું છે.

૬

એલમર મોડ લખે છે: "એમની વાર્તાઓ માણસના રોજે-રોજના જીવન જેવી સીધી સાદી હોય છે, ને એ જીવનની પેઠે એમાં પણ ધમધમાટ નથી હોતો. એમાં લાગણીઓની જે ક્રીડા હોય છે —પાત્રોનાં હૃદય અને મનનો જે ઊંડો આવિષ્કાર હોય છે તેમાં જ એ વાર્તાઓનું સૌન્દર્ય રહેલું છે."[૭] આ સાદી છતાં ગૌરવવાળી શૈલીને લીધે જ એમની વાર્તાઓ નવી ભાત પાડે છે. એની અસર વાચકના મન પર ઊંડી પડે છે, ને લાંબી ટકે છે. એ વાર્તાઓ લખાયે વરસો થયા છતાં તે જૂની થઈ નથી, ને હજુ પણ દુનિયાના અનેક દેશોમાં વંચાય છે.

ગોધરા, ૨૬–૬–૪૫ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

૭. 'ધી લાઇફ ઑફ ટૉલસ્ટૉય', વૉ. ૧, પૃ. ૪૧૩.

## અનુક્રમણિકા

પૃષ્ઠ

# ૧

# બરફનું તોફાન

## ૧

સાંજે સાતેક વાગે ચા પીને હું સ્ટેશન બહાર નીકળ્યો. એનું નામ તો હું ભૂલી ગયો છું. મને માત્ર એટલું યાદ છે કે કોઝેક લશ્કરનો પડાવ જે મુલકમાં હતો ત્યાં ક્યાંક એ હતું. અંધારી વેળા થઈ ગઈ હતી. મેં રુવાંટીનો કોટ પહેરી લીધો, ને ગાડીમાં છત્તરની નીચે અલેશ્કાની સાથે બેસી ગયો. ગાડીના મથક પર તો હવા સૌમ્ય ને શાન્ત લાગતી હતી. બરફ પડતો નહોતો; છતાં માથા પર એકે તારો દેખાતો નહોતો, ને આકાશ બહુ જ ઘેરાયેલું ને કાળું-ભમર લાગતું હતું. અમારી નજર સામે પથરાઈ રહેલું સ્વચ્છ બરફ-વાળું મેદાન કંઈ જુદી જ ભાત પાડતું હતું.

રસ્તે કાળા કાળા આકારવાળી પવનચક્કીઓ આવતી હતી. તેમાં જે એક ચાલતી હતી તેનું મોટું ચક્કર ફરવાથી ચરડ ચરડ અવાજ થતો હતો. અમે એ ચક્કીઓ વટાવી, ને ગામની ભાગોળ છોડી, ત્યાં તો જોયું કે રસ્તા પર ગાડીને ચાલવાનું વસમું હતું. રસ્તા પર પુષ્કળ બરફ જામ્યો હતો. ડાબી બાજુથી પવનની બહુ સખત ઝાપટો આવતી હતી. તેનાથી ઘોડાની પૂંછડી ને કેશવાળી ઊડીને બાજુએ ખસી જતી. ઘોડાની ખરીઓ ને ગાડીનાં પાટિયાંએ ખૂંદેલો બરફ પવનથી ઊડીઊડીને દૂર જઈ પડતો. ઘંટડીનો અવાજ પવનના સુસવાટ આડે સંભળાતો બંધ થવા લાગ્યો. મારી બાંયમાં ક્યાંક પોલકારું હશે, તેમાં થઈને ઠંડા પવનની સેર સડસડાટ કરતી મારી પીઠ સુધી પહોંચવા લાગી. મને સ્ટેશન માસ્તરની શિખામણ યાદ આવી. તેણે કહેલું કે 'અત્યારે ન નીકળશો. રાતે ક્યાંક ભૂલા પડશો તો રસ્તા પર ઠરીને ઠીકરું થઈ જશો ને જીવ ખોઈ બેસશો.'

'આપણે ભૂલા તો નહીં પડીએને?' મેં ગાડીવાનને પૂછ્યું. સામો જવાબ ન મળ્યો, એટલે મેં વધારે ચોક્કસ શબ્દોમાં ફરી પૂછ્યું: 'કહું છું, ગાડીવાળા, તને લાગે છે આપણે ભૂલા પડયા વિના બીજે સ્ટેશને પહોંચી જઈશું?'

'ભગવાન જાણે,' તેણે માથું ફેરવ્યા વિના જ જવાબ આપ્યો. 'જુઓ તો ખરા, બરફ જમીન પર કેવો ઢસડાય છે! રસ્તાનું તો કંઈ એંધાણુ જ દેખાતું નથી. હે પ્રભુ!'

મેં જીદ પકડી, ને ફરી પૂછ્યું: 'એ તો ઠીક, પણ મને એમ કહેને કે મને બીજે સ્ટેશને પહોંચાડીશ કે નહીં? આપણે હેમખેમ ત્યાં પહોંચીશું ખરા?'

'પહોંચવું તો જોઈએ જ ને,' કહી તેણે કંઈક ઉમેર્યું, પણ પવને મને તે સાંભળવા દીધું નહીં.

મને પાછા ફરવાનું તો મન નહોતું. પણ એ સાવ ઉઘાડા ને વેરાન વગડામાં હિમ ને બરફના તોફાનમાં આખી રાત ભમવું પડશે, એ વિચાર પણ મનને રુચે એવો નહોતો. વળી, અંધારામાં મારા ગાડીવાનને હું બહુ સારી રીતે જોઈ શકતો નહોતો; છતાં એનો દેખાવ મને કંઈ બહુ ગમેલો નહીં. એ મુકામે પહોંચાડશે જ એવો વિશ્વાસ એના દેદાર જોઈને મને બેસતો નહોતો. તે ગાડી-વાનની બેઠક પર વચ્ચોવચ બેઠો હતો. પગ એક બાજુ લટકાવવાને બદલે તેણે અંદર ખેંચી લીધા હતા. તેની કાયા ઘણી મોટી હતી. તે બોલતો તે ઊંઘણુસીની પેઠે. તેની ટોપી ગાડીવાનો સાધારણ રીતે પહેરે છે એના જેવી નહોતી. તે માથા કરતાં મોટી હતી, ને એક બાજુથી બીજી બાજુ ખસી જતી હતી. વળી તે ઘોડાને બરોબર ટચકાર કરતો નહોતો, પણ રેન હાથમાં રાખી સૂનમૂન બેસી રહ્યો હતો. ગાડીની પાછળ ઊભો રહેનાર નોકર જાણે ગાડીવાનની જગા પર બેઠો હોય, એવું એની રીતભાત પરથી દેખાતું હતું. પણ મને એના પર ભરોસો ન બેસવાનું મુખ્ય કારણ

તો એ હતું કે એણે કાન પર રૂમાલ બાંધ્યો હતો. ટૂંકામાં કહું તો, એને જોઈને મારું મન રાજી થતું નહોતું. એની લાંબી પહોળી પીઠ મારી સામે ફેલાયેલી હતી તે કંઈ શુકનિયાળ લાગતી નહોતી.

અલેસ્કા કહે : ' મને તો લાગે છે પાછા ફરીએ તો સારું. ભૂલા પડીને મરી જવામાં કશો સાર નથી. '

' હે ભગવાન ! જુઓ તો ખરા, બરફ કેવો ઊડે છે ને ઘૂમરી ખાય છે ! રસ્તાનું તો નિશાનેય દેખાતું નથી, ને બરફના સપાટા સામે મારી તો આંખ જ ઊઘડતી નથી......હે પ્રભુ ! ' ગાડીવાન ગગણ્યો.

અમને ઊપડયાને પાએક કલાક પણ નહીં થયો હોય, ત્યાં તો ગાડીવાને લગામ અલેસ્કાના હાથમાં આપી, પગ જેમતેમ કરીને છૂટા કર્યા, ને બરફ પર બૂટથી ચરડ ચરડ બોલાવતો રસ્તો શોધવા નીકળી પડયો.

' શું છે ? કયાં જાય છે તું ? રસ્તો ભૂલ્યા કે શું ? ' મેં પૂછયું. પણ ગાડીવાને જવાબ દીધો નહીં. પવનનો સપાટો સીધો તેની આંખ પર લાગતો હતો; એટલે તેણે પવનથી ઊલટી દિશાએ મોઢું ફેરવી, ગાડીથી દૂર ચાલવા માંડયું.

' કેમ, રસ્તો છે ?' એ પાછો આવ્યો એટલે મેં પૂછયું.

' ના, કશુંય નથી, ' તેણે એકાએક છણકો કરીને કહ્યું. તેના અવાજમાં અધીરાઈ ને ચીડ બંને હતાં. જાણે એ આડે રસ્તે ચડી ગયો એમાં મારી જ કસૂર ન હોય ! તેણે ધીરેધીરે પોતાના મોટા પગ પાછા ગાડીના આગલા ભાગમાં ખોસી દીધા; ને બરફથી થીજીને અક્કડ થઈ ગયેલાં હાથનાં મોજાં વડે લગામ ગોઠવવા માંડી.

' હવે શું કરીશું આપણે ? ' ગાડી ફરી ચાલવા માંડી એટલે મેં પૂછયું.

' શું કરીશું ? હાંક હાંક કરીશું, ને ભગવાન લઈ જશે ત્યાં જઈશું. '

અમે કોઈ રસ્તા પર નહોતા એ તો દીવા જેવું હતું. તોયે ગાડી ટગુમગુ ચાલતી હતી. ક્યાંક સૂકો બરફ પાંચ પાંચ તસુ જામેલો હતો; ને ક્યાંક થીજી ગયેલો ત્યાં બરફની બટકણી પોપડી પથરાઈ હતી.

ટાઢ સખત હતી. મારા રુવાંટીના કૉલર પર પડેલો બરફ ઝપાટાભેર ઓગળતો હતો. જમીન પર બરફના ધસારાનો વેગ વધ્યો હતો. અધૂરામાં પૂરું ઉપરથી સહેજસાજ સૂકી કરચો પડવા માંડી.

અમે ક્યાં જતા હતા એની તો ભગવાનને જ ખબર હતી. કેમકે ગાડી બીજો પા કલાક ચાલી તોયે અમને એકે થાંભલી દેખાઈ નહોતી.

'કેમ, તને શું લાગે છે?' મેં ગાડીવાનને ફરી પૂછ્યું. 'આપણે સ્ટેશને પહોંચીશું ખરા?'

'કયે સ્ટેશને? પાછા વળીએ તો પહોંચીએ ખરા. ઘોડાને છૂટાદોર મૂકી દઈએ તો જ્યાંથી નીકળ્યા છીએ ત્યાં લઈ જાય. પણ બીજે સ્ટેશને તો હવે પહોંચી રહ્યા! ક્યાંક કમોતે જ મરી જવાના!'

'ઠીક ત્યારે, ચાલ પાછા જઈએ,' મેં કહ્યું. 'ને ખરેખર...'

'ત્યારે વળું પાછો?' ગાડીવાન બોલ્યો.

'હા, હા, વળ પાછો!'

ગાડીવાને લગામ છૂટી મૂકી દીધી. ઘોડા સપાટાબંધ દોડવા લાગ્યા. ગાડી પાછી ફરતી હતી એની તો મને ખબર ન રહી; પણ મેં જોયું કે પવન જુદી દિશાએથી આવવા લાગ્યો, ને અમે થોડી જ વારમાં બરફની આરપાર પવનચક્કીઓ જોઈ શક્યા. ગાડીવાનને સ્ફૂર્તિ આવી, ને તે વાતે ચડ્યો.

'હજુ થોડા જ દહાડાની વાત છે. પેલે બીજે સ્ટેશને જઈને ગાડીઓ પાછી આવતી હતી, તે બરફના તોફાનમાં ઘેરાઈ ગઈ. આખી રાત એમને ઘાસની ગંજીઓને ઓઠે કાઢવી પડી. છેક પરોઢ

થયે મુકામે પહોંચી. એ તો ગાડીવાળા નસીબદાર હશે તે ગંજીઓનું ઓઠું મળ્યું. નહીં તો ઠરીને મરી જ જાત. તોયે એક જણના તો પગ જૂઠા પડી ગયા, ને તેણે ત્રણ અઠવાડિયાં ખાટલો ભોગવ્યો. જમને મોઢે જઈને પાછો આવ્યો જ કહોને!'

'પણ અત્યારે તો ટાઢ નથી. તોફાન પણ કંઈક નરમ પડયું લાગે છે,' મેં કહ્યું. 'હજુ પાછા ફરીને આગળ જઈએ તો?'

'હવા હૂંફાળી છે એ ખરું. પણ બરફ ઠરીઠામ ક્યાં છે? એ તો ઘસડાતો ચાલ્યો જાય છે. અત્યારે તો પવન પાછળથી આવે છે એટલે સહેલું લાગે છે, પણ બરફનું વહેણ બહુ જોરમાં છે. કંઈક સરકારી કામે કે એવા કારણસર જવું પડે ને નછૂટકે જાઉં એ જુદું. પણ મારી મેળે તો આવામાં ન જ જાઉં. કોઈ મુસાફર ઠરીને મરી જાય એ મશ્કરી નથી, સાહેબ. આપને માટે પછી હું જવાબ શો દઉં?'

૨

તે જ વખતે અમે પાછળથી ગાડીની ઘંટડીઓ સાંભળી. ત્રણ ઘોડાવાળી અનેક ગાડીઓ આવતી હોય, ને ઝપાટાભેર નજીક આવી અમને પકડી પાડવાની હોય, એમ લાગ્યું.

'એ તો સરકારી ગાડીની ઘંટડી છે. એના જેવી ઘંટડી આખા જિલ્લામાં બીજી નથી.'

આગલી ગાડીની ઘંટડીનો અવાજ પવનમાં થઈને અમારા કાન સુધી બહુ સ્પષ્ટ આવવા લાગ્યો હતો. અવાજ બહુ જ સુન્દર હતો: સ્પષ્ટ તો હતો જ; પણ તે ઉપરાંત બહુ ઘેરો ને રણકાવાળો હતો, ને તેમાં સહેજ કંપ પણ હતો. પાછળથી મેં સાંભળ્યું કે કેટલાક માણસો ગાડીની ઘંટડીઓના શોખીન હતા, તેમણે આ ઘંટડી ખાસ પસંદ કરીને ખરીદી હતી. ગાડીને ત્રણ ઘંટડીઓ લગાડેલી હતી—વચ્ચે એક મોટી, ને તેની બે બાજુ બે નાની, ઘંટડી હતી.

ત્રણેમાંથી જુદા જુદા સૂર નીકળતા. બે નાની ઘંટડીઓના અવાજ હવામાં ફેલાઈ તેનો પડઘો પડતો તે આ નીરવ, નિર્જન ને વેરાન વગડામાં કાન પર અદ્‌ભુત અસર કરતો હતો, ને સાંભળનારને તેમાં કંઈક અજબ મધુરતા લાગતી.

પાછળથી આવતી ત્રણ ગાડીમાંની પહેલીએ અમને પકડી પાડચા, એટલે મારો ગાડીવાન કહેઃ 'આ તો ટપાલ જાય છે.' 'એ ભાઈ, રસ્તો કેવો છે? ગાડી જાય એવો છે કે?' કરીને તેણે છેલ્લી ગાડીના ગાડીવાનને હાક મારી. પણ પેલો તો પોતાના ઘોડાઓને રાડો પાડતો જ રહ્યો, ને તેણે કંઈ જવાબ દીધો નહીં.

ટપાલગાડીઓ અમારી આગળ થઈને પસાર થઈ ગઈ પછી થોડી જ વારમાં ઘંટડીઓના અવાજ પવનમાં ફેલાઈ જવા લાગ્યા, ને સંભળાતા બંધ થયા.

હું માનું છું મારા ગાડીવાનને કંઈક શરમ આવી હતી. તે કહેવા લાગ્યો:

'મને થાય છે, સાહેબ, કે આપણે ગાડી પાછી વાળી લઈએ. પેલા ગયા તેમણે રસ્તો પાડચો હશે, ને એમના ચીલા બરફમાં ભૂંસાઈ નહીં ગયા હોય.'

મેં હા પાડી. અમે ગાડી ફરી પાછી વાળી. પવન હવે સામેથી આવવા લાગ્યો. ઊંડા બરફમાં રસ્તો જેમતેમ, પરાણે કપાતો હતો. હું એકીટસે રસ્તાની બાજુએ જોઈ રહ્યો હતો, જેથી સરકારી ગાડીઓના ચીલા નજર બહાર ન જાય. દોઢેક માઈલ તો રસ્તો સાફ દેખાયો. પછી, પાટિયાં ફરી ગયેલાં તે જગા સહેજસાજ ખડબચડી દેખાવા લાગી. ને પછી થોડી વારમાં તો, એ ચીલો હતો કે પવનમાં ઊડતા બરફનો થર હતો એની મને ગમ પડતી બંધ થઈ ગઈ. ગાડીનાં પાટિયાં ફરવાને લીધે બરફ ખસી જતો, એ એકનો એક દેખાવ જોયાં કરવાથી મારી આંખે ઝાંખ વળી હતી. બે માઈલ પર જે પથરો આવ્યો તે અમે જોયો, પણ તે પછીનો પથરો તો જોવા

પામ્યા જ નહીં. છેવટે એવી સ્થિતિમાં આવી પડ્યા કે કઈ દિશાએ ને કેટલે પહોંચ્યા એની ખબર જ ન પડે. ગાડીવાન કહેઃ 'આપણે જમણી બાજુ ફંટાયા દેખું.' હું કહુંઃ 'ના, ડાબી બાજુ ચડી ગયા છીએ.' ને અલેસ્કા કહેઃ 'મને તો ખાતરી છે કે આપણે પૂંઠ ફેરવીને પાછા જ જઈએ છીએ.' ફરી પાછી ગાડી અનેકવાર થોભાવી. ગાડીવાને એના મોટા પગ ગાડીમાંથી પરાણે કાઢી, નીચે ઊતરી, રસ્તો શોધી જોયો. પણ કંઈ પત્તો લાગ્યો નહીં. એકવાર મને રસ્તા જેવું કશુંક દેખાયાનો આભાસ થયો; એટલે મેં પણ ઊતરીને તપાસ કરી જોઈ. પણ મેં જેમતેમ કરીને માંડ છએક ડગલાં પણ નહીં ભર્યાં હોય, ત્યાં તો મારી ખાતરી થઈ ગઈ. બરફના એવા થર તો ઠેરઠેર પડ્યા હતા, ને મેં રસ્તો કેવળ મારી કલ્પનામાં જોયો હતો. નીચે ઊભે ઊભે મને ગાડી દેખાતી બંધ થઈ ગઈ, એટલે મેં બૂમ પાડીઃ 'એ ગાડીવાળા? એ અલેસ્કા!' પણ મેં જોયું કે મારા મોંમાંથી અવાજ નીકળતાંવેંત પવને તેને પકડી લીધો, ને તરત જ ક્યાંક દૂર દૂર ફેલાવી દીધો. ગાડી જ્યાં ઊભેલી હતી ત્યાં હું ગયો. પણ ગાડી ત્યાં નહોતી. હું જમણી બાજુ ગયો, તો ત્યાંયે ગાડી ન મળે. એ વખતનો મારો ગભરાટ યાદ કરતાં મને શરમ આવે છે. મેં વગડું ગાજી ઊઠે એવા, ને કંઈક નિરાશાભર્યા, અવાજે મોટી ચીસ પાડીઃ 'ગાડીવાળા.........' એ તો મારાથી બે ડગલાં જ દૂર હતો. હાથમાં નાનકડો ચાબૂક, ને માથે એક બાજુ ખસેડેલી જબ્બર ટોપી, એવી એની કાળી કાયા એકાએક આવીને મારી સામે ઊભી રહી. તે મને હાથ પકડીને ગાડી પાસે લઇ ગયો.

'મહેર છે માલિકની કે હવામાં હજુ કંઈક હૂંફ છે. હિમમાં સપડાયા તો ભોગ જ લાગ્યા સમજો...... હે ભગવાન!'

'લગામ છૂટી મૂકી દે. ઘોડાને જવા દે પાછા,' ગાડીમાં બેઠા પછી હું બોલ્યો. 'કેમ, ગાડીવાળા, ઘોડા આપણને પાછા મુકામે લઈ તો જશે ને?'

'લઈ જવા તો જોઈએ.'

તેણે લગામ છોડી દીધી; વચલા ઘોડાની ડલ્લીને ચાબૂકથી ઠબકારી; ને અમે પાછા ક્યાંક ચાલ્યા. અડધોએક કલાક મુસાફરી કરી હશે, ત્યાં તો એકાએક અમારી સામેથી આવતો ઘંટડીઓનો અવાજ ઓળખ્યો. પણ આ વેળા ગાડીઓ સામેથી અમારી પાસે આવતી હતી. એની એ ત્રણ ગાડીઓ હતી. ટપાલ આપીને પાછી સ્ટેશને જતી હતી. થાકેલા ઘોડાની જગાએ જોડવાના બીજા ઘોડા ગાડીઓ પાછળ બાંધ્યા હતા. મોટા ઘોડા ને મધુર ઘંટડીઓવાળી ટપાલની ગાડી સૌથી આગળ ઝપાટાભેર ચાલતી હતી. તેની ગાડીવાનની બેઠક પર બેઠેલો એક ગાડીવાન બહુ જોરથી બૂમો પાડતો હતો. પાછળ બીજી બે ખાલી ગાડીઓ આવતી હતી; તે દરેકમાં વચ્ચોવચ બબ્બે ગાડીવાન બેઠા હતા. તેઓ રંગમાં આવીને મોટે સાદે વાતો કરતા હતા તે અમને સંભળાતી હતી. એમાંનો એક ચુંગી ફૂંકતો હતો. તેના તણખા પ્રજળીને પવનમાં ફેલાતા ને પ્રકાશ થતો, એને લીધે એના ચહેરાનો અમુક ભાગ અમે જોઈ શકતા હતા.

એમને જોઈ હું શરમાયો. મને થયું, હું કેવો તે મને આગળ જતાં બીક લાગી! મારા ગાડીવાનના મનમાં પણ ઘણું કરીને એવી જ લાગણી થઈ હશે. કેમકે અમે બંને એકીસાથે બોલી ઊઠ્યા: 'ચાલો આપણે જઈએ એમની પાછળ પાછળ!'

## ૩

ત્રીજી ગાડી પસાર થઈ જાય તે પહેલાં મારા ગાડીવાને અમારી ગાડી એવી મચડીને વાળી કે તેના પોલ પેલી ત્રીજી ગાડીની પાછળ બાંધેલા ઘોડાને વાગ્યા. ત્રણેય ઘોડા ભડક્યા, ને પટા તોડીને કૂદતા કૂદતા બાજુ પર દોડી ગયા.

'અલ્યા બાડિયા સુવ્વર! કોકની ગાડીને ભેરવી પાડતાં ભાન

નથી રહેતું, શેતાન?' છેલ્લી ગાડીમાં બેઠેલા ગાડીવાનમાંથી એક બોખરે ને કાંપતે અવાજે ગાળો દેવા માંડી. એનાં અવાજ ને આકૃતિ પરથી એ ઠીંગણો ને ઘરડો માણસ હશે એવી અટકળ હું કરી શક્યો. તે તરત જ ગાડીમાંથી કૂદી પડ્યો, ને ઘોડા પાછળ દોડ્યો. મારા ગાડીવાન પર એની ગંદી ને અશ્લીલ ગાળોની ઝડી ચાલુ હતી.

પણ ઘોડા થોભ્યા નહીં. ગાડીવાને એમનો પીછો પકડ્યો. પળવારમાં તો એ ગાડીવાન અને ઘોડા બંને ઊડતા બરફના ધોળા ધૂમસમાં અલોપ થઈ ગયા.

'વાસી...લી! પેલા ભૂરિયાને લઈ આવ તો! એના વિના મારાથી આમને નહીં પકડાય,' થોડી વારે એનો અવાજ આવ્યો.

બીજા ગાડીવાનોમાંનો એક બહુ ઊંચો હતો, તે ગાડીમાંથી ઊતર્યો. પોતાના ત્રણ ઘોડાને ચૂપચાપ છોડ્યા; તેમાંથી એકના પર ચડી તેની ડલ્લી પર બેસી ગયો; અને પહેલો ગાડીવાન ગયેલો તે દિશામાં ઘોડાને જેમતેમ દોડાવતો અદૃશ્ય થઈ ગયો.

અમારી ગાડી અને પેલી બીજી બે ગાડીઓ ટપાલવાળાની ગાડી પાછળ ચાલવા લાગી. ટપાલની ગાડીની ઘંટડીઓ વાગતી હતી; અને રસ્તો નહોતો તોયે એના ઘોડા પૂરપાટ દોડ્યે જતા હતા.

'ઘોડા પકડાય! બને જ નહીં ને!' ઘોડાની પાછળ ગયેલા માણસ વિષે અમારા ગાડીવાને કહ્યું. 'કોઈ ઘોડો બીજા ઘોડા પાસે ન આવે તો એમ સમજવું કે એને નજર લાગી છે. એવો નજરાયેલો ઘોડો તમને ક્યાંક એવે ઠેકાણે લઈ જાય કે તમે કદી પાછા ફરવા જ ન પામો.'

પેલી બીજી ગાડીઓની પાછળ પાછળ જવાનું મળ્યું ત્યારથી અમારા ગાડીવાનનું મન આનંદમાં હતું, ને એને વાતો કરવાની ભારે હોંશ થઈ આવી હતી. મેં એ વાતનો લાભ લીધો, કેમકે મને હજુ ઊંઘ આવવા માંડી નહોતી. તે ક્યાંનો છે, આ મુલકમાં કેમ આવ્યો છે, ને કોણ છે, એ મેં એને પૂછવા માંડ્યું. મારી પેઠે એ પણ દુલા

પ્રાન્તનો રહીશ નીકળ્યો. 'દૂબળા' લોકો જેવો અર્ધો ગુલામોનો જે વર્ગ છે તેમાંનો હતો. વતનમાં એમની પાસે પૂરતી જમીન નહોતી. જે વરસે કૉલેરા ફાટી નીકળ્યો ત્યારપછી દર વરસે પાક ખરાબ ઊતર્યા હતા. કુટુંબમાં બે ભાઈ હાજર હતા. ત્રીજો સૈનિક તરીકે લશ્કરમાં ગયેલો. ઘરમાં નાતાલ સુધી ચાલે એટલો દાણો મળે નહીં. એટલે બહારની મજૂરી પર નિર્વાહ કરવો પડતો. તેનો નાનો ભાઈ પરણેલો હોઈ ઘર ચલાવતો. તે પોતે વિધુર હતો. એમને ગામથી ગાડીવાનોની એક ટોળી દર વરસે આ મુલકમાં આવતી. આ માણસે અગાઉ ગાડી હાંકેલી નહીં. પણ ભાઈને મદદ કરવાને તેણે આ કામ લીધું હતું, અને ઇશ્વરકૃપાએ તે સારી સ્થિતિમાં રહેતો હતો. વરસે એકસોવીસ રૂબલ કમાતો. તેમાંથી સો ઘેર કુટુંબને માટે મોકલતો. 'અહીં જો ટપાલની ગાડી હાંકનારા જાનવર જેવા ન હોય, ને લોકો ગાળો ન દેતા હોય ને, તો અહીં કશી વાતની કમી નથી; લીલા-લહેર છે;' તેણે કહ્યું.

'જુઓને, પેલો ગાડીવાન મને શા સારુ એટલું બધું વઢતો હતો? મેં શું જાણીજોઈને એના ઘોડા છોડી મૂકયા હતા? હું કંઈ કોઈનું બૂરું કરવા તાકું છું? ને એ પાછો દોડતે ઘોડે પેલા ઘોડાની પાછળ શા સારુ ગયો? એ તો એમની મેળે પાછા આવત. આ તો એ ઘોડાને થકવશે, ને પોતે થાકીને લટ્ટુ થઈ જશે, એટલું જ,' ઇશ્વરથી ડરીને ચાલનાર આ ખેડૂતે કહ્યું.

એટલામાં અમારી આગળ કેટલીક કાળી વસ્તુઓ દેખાઈ, એટલે મેં પૂછ્યું: 'પેલું કાળું કાળું શું દેખાય છે?'

'ઓહો, એ તો ગાડાંની હાર છે. આ મજાનું હાંકવાનું કહે-વાય!' મોટાં મોટાં, સાદડીથી ઢાંકેલાં, ને પૈડાંવાળાં ગાડાં એક પછી એક મોટી લંગારમાં જતાં હતાં, ત્યાં અમે આવી પહોંચ્યા એટલે અમારો ગાડીવાન બોલી ઊઠ્યો: 'જુઓ તો ખરા, એકે માણસ દેખાતો નથી — સહુ ઊંઘી ગયા છે. શાણા ઘોડાને તો આપોઆપ

રસ્તાની ખબર પડે......તમે ગમે તેમ કરો તોયે એ રસ્તો નહીં ચૂકવાના તે નહીં જ ચૂકવાના...અમે પોતે એ રસ્તે કંત્રાટને કામે ગાડાં લઈ ગયેલા છીએ; એટલે અમને ખબર છે.'

દેખાવ ખરેખર વિચિત્ર હતો. એ મોટાં ગાડાં પર સાદડીઓ છેક પૈડાં સુધી પહોંચે એવી રીતે ઓઢાડેલી હતી; તેના પર બરફ છવાઈ ગયો હતો; ને ગાડાં સાવ એકલાં ચાલ્યાં જતાં હતાં. માત્ર અમારી ઘંટડીઓ રણકાર કરતી પસાર થઈ, એટલે એક ગાડાના આગલા ખૂણામાં, જ્યાં સાદડી પર બરફનો બે ઇંચ જાડો થર જામી ગયો હતો, ત્યાં સાદડી જરાક ઊંચી થઈ ને તેની નીચેથી એક ટોપીએ પળવાર દેખા દીધી. મોટો કાબરચીતરો ઘોડો, ગરદન લાંબી કરતો ને પીઠ ખેંચતો, બરફથી સાવ છવાઈ ગયેલા રસ્તા પર એક-ધારી ચાલે ચાલ્યો જતો હતો. ધોળા થઈ ગયેલા જોતર નીચે તેનું ગુચ્છાદાર વાળવાળું માથું હતું તે એક જ રીતે હલાવ્યાં કરતો હતો. અમે ગાડાને પકડી પાડયું તે વખતે તેણે બરફથી છવાયેલો એક કાન ઊંચો કર્યો.

બીજો અડધો કલાક ગયો એટલે ગાડીવાન પાછો મારી તરફ ફર્યો.

'તમને શું લાગે છે, સાહેબ? આપણે ખરે રસ્તે જઈએ છીએ?'

'મને તો કંઈ ખબર પડતી નથી,' મેં કહ્યું.

'પહેલાં પવન પેલીમેરથી આવતો હતો. હવે બરાબર સામેથી આવે છે. ના, આપણે જવું જોઈએ તે રસ્તે નથી જતા. ફરી રસ્તો ચૂકયા એમ લાગે છે,' તેણે સાવ ઠંડે પેટે કહ્યું.

મેં એટલું તો જોયું કે ગાડીવાન સ્વભાવે ડરપોક હતો એ ખરું; પણ પેલી કહેવત છે ને કે 'સાથે સોબતી હોય તો મરવામાં પણ મોજ આવે.' હવે અમારું જૂથ મોટું હતું. એને મોખરે ચાલ-વાનું નહોતું; તેમ ઠપકો મળવાની જવાબદારી એને માથે નહોતી. એટલે તે સાવ શાન્ત થઈ ગયો હતો. મોખરાના ગાડીવાળાની ભૂલો

પર અમારો ગાડીવાન ટીકા કરતો હતો. જાણે એને તો એ વાત જોડે કશી લેવાદેવા જ ન હોય. અને સાચેસાચ મેં જોયું પણ ખરું કે મોખરાની ગાડી અમને ક્યારેક ડાબી બાજુએ ને ક્યારેક જમણી બાજુએ દેખાતી. મને તો એવો ભાસ થયો કે અમે એક સાવ નાના વર્તુળમાં ગોળ ગોળ ફરી રહ્યા છીએ. પણ એ કદાચ મારો દૃષ્ટિભ્રમ પણ હોય. કેમકે મને એવું પણ દેખાતું હતું જાણે આગલી પહેલી ગાડી કેટલીકવાર ટેકરી પર ચડે છે, ને ફરી ઢોળાવ પરથી કે ટેકરી પરથી નીચે ઊતરે છે; પણ વસ્તુતઃ મને પાકી ખબર હતી કે મેદાન સાવ સપાટ છે.

પાછા થોડી વાર ચાલ્યા પછી વળી મને એવો ભાસ થયો કે દૂર દૂર, જાણે છેક ક્ષિતિજ પર, એક લાંબી, કાળી, હાલતી પટી દેખાય છે. પળવારમાં તો ખાતરી થઈ કે એ તો અમને અગાઉ મળેલી તે જ ગાડાંની હાર છે. એનાં ચૂં ચૂં કરતાં પૈડાં પર બરફ હજુ છવાયેલો હતો. કેટલાંક પૈડાં તો ગોળ ગોળ ફરતાં જ બંધ થઈ ગયાં હતાં. માણસો હજુ પહેલાંની પેઠે સાદડી નીચે ઊંઘતા હતા. આગલા ગાડાનો કાબરચીતરો ઘોડો પહેલાંની પેઠે નસકોરાં ફુલાવતો હતો, રસ્તો સૂંઘી જોતો હતો, ને કાન ઊંચા કરતો હતો.

'લો, જુઓ, ફરીફરીને પાછા એ જ ગાડાં પાસે આવ્યા આપણે તો!' મારો ગાડીવાન બોલી ઊઠ્યો. એના અવાજમાં અસંતોષનો ભાવ હતો. 'સરકારી ગાડીવાળાના ઘોડા સારા છે, એટલે આમ બેફામ હાંક્યે રાખે છે. પણ આપણે જો આ રીતે આખી રાત હાંકર્યાં કરીશું તો આપણા ઘોડા તો સાવ અટકી જશે.'

તેણે ગળું સાફ કરીને ખોંખારો કર્યો.

'આપણે ચાલો સાહેબ પાછા, ક્યાંક ફસાઈ પડીએ તે પહેલાં.'

'ના! કેમ? ક્યાંક તો પહોંચવાના જ ને?'

'ક્યાં પહોંચવાના? આપણે તો આ વગડામાં રાત ગાળીશું. કેવો પવન વાય છે!...હે ભગવાન!'

સૌથી મોખરાનો ગાડીવાન રસ્તો ને દિશા બંને ચૂક્યો હતો એ દેખીતું હતું; છતાં તે રસ્તો જોયા વિના ઘોડાને સપાટાભેર દોડાવ્યે જતો હતો, ને મોજથી બૂમો પાડતો હતો. એ વાતનું મને આશ્ચર્ય થયું ખરું, પણ મારે એ લોકોથી પાછળ પડી જવું નહોતું.

'એમની પાછળ પાછળ જવા દે ગાડીને!' મેં કહ્યું.

મારા ગાડીવાને હુકમ માન્યો; પહેલાં કરતાં વધારે કચવાતે મને ઘોડાને ચાબૂક મારી, ને ફરી મારી જોડે વાત કરવા મોઢું ફેરવ્યું નહીં.

૪

તોફાન વધારે ને વધારે ભયંકર બનતું ગયું. સૂકો ને ભૂકી જેવો બરફ પડવા લાગ્યો. મને થયું કે બરફ થીજીને ચોસલાં થવા માંડ્યાં છે. મારાં ગાલ ને નાક પહેલાં કરતાં વધારે ટાઢાં લાગવા માંડ્યાં. ઠંડી હવાની સેરો મારા રુવાંટીના ડગલાની અંદર વધારે વેળા ભરાવા લાગી. એટલે મારે ડગલો શરીર પર વધારે સખત વીંટાળવો પડ્યો. ક્યાંક ક્યાંક પવનને લીધે બરફ ઊડી ગયો હતો, એટલે જમીન ખુલ્લી પડી હતી, છતાં ત્યાં અગાઉના બરફને લીધે ચળકાટ રહી ગયેલો. એવી જમીન પર કેટલીકવાર અમારી ગાડી ધડ દઈને ભટકાતી. લાગલાગટ પાંચસો વર્સ્ટની મુસાફરી તો હું અત્યાર સુધીમાં કરી ચૂક્યો હતો. ને એમાં ક્યાંયે રાત ગાળવા માટે થોભેલો નહીં. એટલે મારી આંખો પરાણે ફરીફરીને મીંચાવા લાગી, ને મને ઝોકાં આવવા માંડ્યાં. છતાં અમારી આ રખડપાટનો આખરી અંજામ કેવો આવશે એ જાણવાનું કુતૂહલ તો મને ઘણું હતું. એકવાર આંખ ઉઘાડીને જોયું તો મને એવો ભાસ થયો જાણે સફેદ મેદાન પર કંઈક તેજસ્વી પ્રકાશ પડી રહ્યો છે. એ જોઈ પળવાર તો હું સડક થઈ ગયો. ક્ષિતિજ અગાઉ કરતાં

સારી પેઠે વિશાળ બની હતી; આકાશ પહેલાં ઘનઘોર હતું તે એકાએક ખૂલી ગયું હતું; ને ચોમેર ઉપરથી પડતા બરફની ત્રાંસી સફેદ સેરો દેખાતી હતી. આગલી ગાડીઓની રૂપરેખા વધારે સ્પષ્ટ દેખાતી હતી. મેં ઊંચી નજર કરી તો ક્ષણવાર તો એવો ભાસ થયો જાણે વાદળાં વિખેરાઈ ગયાં છે, ને માત્ર બરફ પડવાને લીધે જ આકાશ પર પડદો છવાઈ ગયો છે. મને ઝોકાં આવતાં હતાં તે દરમ્યાન ચન્દ્ર ઊગ્યો હતો; ને આછાં વાદળાં ને ઉપરથી પડતા બરફમાં થઈને તેનો શીતળ તેજસ્વી પ્રકાશ પડતો હતો. મારી ગાડી, તેના ઘોડા, મારો ગાડીવાન, ને અમારી આગળની ત્રણ ગાડીઓ— એટલું જ મને સ્પષ્ટ દેખાતું હતું. સૌથી આગલી ટપાલની ગાડીમાં એક ગાડીવાન હજુ બેઠો હતો, ને ઘોડાને સપાટાભેર દોડાવતો હતો. બીજી ગાડીમાં બે ગાડીવાન હતા; તેમણે લગામ મૂકી દીધી હતી; એક ડગલા વડે પોતાને માટે ધંધોલિયું કર્યું હતું; ને તેને આશરે બેઠા બેઠા બધો વખત ચુંગી ફૂંકતા હતા; એમ એ ચુંગીઓમાંથી ઊડતા તણખા પરથી દેખાતું હતું. ત્રીજી ગાડીમાં કોઈ દેખાતું નહોતું. ગાડીવાન કદાચ ગાડીના અંદરના ભાગમાં સૂઈ રહ્યો હશે. પણ હું જાગ્યો તે વખતે પહેલી ગાડીનો ગાડીવાન અવારનવાર ઘોડા થોભાવીને રસ્તો ખોળતો હતો. અમે થોભીએ કે તરત બરફનો ઘૂઘવાટ વધારે જોરથી સંભળાવા લાગે, ને હવામાં ઊડતી બરફની સખત ઝડી વધારે સ્પષ્ટ દેખાઈ આવે. બરફથી છવાયેલી ચાંદનીમાં હું એ ગાડીવાનનું ઠીંગણું શરીર જોઈ શકતો. તે ચાબૂકની લાકડી ખોસીને નજર સામેના બરફનો તાગ કાઢતો; સફેદ ઝાંખા પ્રકાશમાં આગળ જતો ને પાછો આવતો; ફરી ગાડી પાસે આવતો; ને કૂદકો મારી પોતાની બેઠક પર બાજુએ મોઢું કરી બેસી જતો. ફરી પાછો બરફનો એકસૂરો સૂસવાટ ચાલતો, ને તેમાં ઘોડાને હાંકતા ગાડીવાનનો રણકાદાર અવાજ મારે કાને પડતો, ને ઘંટડીઓ વાગતી સંભળાતી. આગલી ગાડીનો ગાડીવાન જ્યારે જ્યારે રસ્તાની કે

ઘાસની ગંજીઓની કંઈક નિશાની શોધવા નીચે ઊતરતો ત્યારે દરેક વખતે બીજી ગાડીમાંથી એક ગાડીવાનનો, હિંમત ને આત્મવિશ્વાસ સૂચવનારો. અવાજ સંભળાતો :

'અલ્યા એ ઇગ્નાસ્કા ! તું સાવ ડાબી બાજુ ચડી ગયો છે. જમણી બાજુ, પવન આવે છે તે તરફ, જવા દે હવે !' અથવા તો: 'નકામાં ફાંફાં શા સારુ મારે છે ? બરફ કઈ તરફ ઘસડાય છે તે જો, ને એ તરફ ચાલ્યો જા, એટલે આપણે બરાબર મુકામે પહોંચી રહીશું.' અથવા તો: 'જમણી બાજુ વાળ, જમણી બાજુ, દોસ્ત ! જો, પેલું કંઈક કાળું કાળું દેખાય — થાંભલી હોવી જોઈએ એ.' અથવા: 'તું શા સારુ રખડયાં કરે છે ! કાબરિયાને છૂટો કર, ને એને આગળ દોડવા દે. એ તને સીધો રસ્તા પર પહોંચાડશે. એમ કર એ સારું પડશે.'

જે માણસ આ સલાહ આપતો હતો તેણે પોતાના બાજુના બે ઘોડામાંથી એકેને છૂટો કર્યો નહીં કે તે પોતે રસ્તો ખોળવા નીચે ઊતર્યો નહીં, એટલું જ નહીં પણ ડગલાના ધંધોલિયામાંથી એણે મોઢું સરખું બહાર કાઢયું નહીં. એકવાર એ ડાહ્યલાની સલાહના જવાબમાં આગલી ગાડીવાળા ઇગ્નાસ્કાએ કહ્યું: 'કઈ બાજુ જવું એની તને ખબર હોય તો તું જ આગળ આવી જાને.' એટલે ડાહ્યલો કહે: 'હું ટપાલની ગાડી હાંકતો હોઉં તો મોખરે આવું ને તમને બધાને રસ્તે ચડાવી દઉં.' 'પણ અમારા ઘોડા બરફના તોફાનમાં ચાલે એવા નથી તો !' તેણે બૂમ પાડીને કહ્યું. 'એ જાતના ઘોડા નથી એ !'

'તો નકામી ટકટક ન કર્યા કર !' કહી, ઇગ્નાસ્કા પોતાના ઘોડાને ઉદ્દેશી મોજથી સિસોટી વગાડવા લાગ્યો.

બીજી ગાડીમાં જે બીજો ગાડીવાન હતો તેણે ઇગ્નાસ્કાને કશું કહ્યું નહીં, ને એકંદરે તેણે આ વાતમાં કશો ભાગ ન લીધો. છતાં તે ઊંઘતો નહોતો; એનો પુરાવો તો એ હતો કે તેની ચુંગી

હું જ્યારે જોઉં ત્યારે સળગતી દેખાતી; તે ઉપરાંત અમે જ્યારે જ્યારે થોભીએ ત્યારે ત્યારે એનો સતત ને એકધારો અવાજ મને સંભળાતો. તે લોકવાર્તા કહેતો હતો. માત્ર એક જ વેળા, જ્યારે ઇગ્નાશ્કા છઠ્ઠી કે સાતમી વાર નીચે ઊતર્યો ત્યારે, આ ગાડીવાનને ખીજ ચડેલી દેખાઈ, કેમકે ગાડી હાંકવાની એની મોજમાં આને લીધે ખલેલ પડતી હતી. તેણે બૂમ પાડી ઇગ્નાશ્કાને કહ્યું:

'એ અલ્યા, પાછો કેમ થોભ્યો તું? જુઓ તો ખરા, ભાઈ-સાહેબને રસ્તો શોધી કાઢવો છે! એને કહ્યું તો ખરું કે બરફનું તોફાન ચાલી રહ્યું છે! મોટો સરવૈયર આવેને, તોયે અત્યારે રસ્તો જડે નહિ. ઘોડા ચાલે ત્યાં સુધી ગાડી હાંક્યે રાખને, ભલા માણસ. બરફમાં ટાઢા પડીને મરી ન જઇએ તો ઘણું થયું.........હાં, ચલાવ ગાડી, ચાલવા દે!'

'કહું છું, પો'ર એક ગાડીવાળો થીજીને મરી નહોતો ગયો?' મારા ગાડીવાને ટાપશી પૂરી.

ત્રીજી ગાડીનો ગાડીવાન તો બિલકુલ જાગ્યો જ નહીં. એકવાર અમે થોભ્યા તે વખતે પેલા સલાહ આપનાર ડાહ્યલાએ બૂમ પાડી:

'ફીલીપ! એ ફીલીપ!' કશો જવાબ ન મળ્યો એટલે કહે: 'કોણ જાણે, થીજીને મરી તો નહીં ગયો હોય? જરા જઈને જો તો ખરો, ઇગ્નાશ્કા.'

ઇગ્નાશ્કાને દરેક કામ માટે વખત મળતો. તે ત્રીજી ગાડી પાસે ગયો, ને ઊંઘતા માણસને ઢંઢોળવા લાગ્યો.

'જુઓ દારૂની અડધી બાટલીએ કેવા હાલ કર્યા છે તે! શાનો થીજી ગયેલો ને શી વાત?' તેણે પેલાને ઢંઢોળતાં કહ્યું.

સૂતેલો માણસ કંઈક બબડ્યો, ને તેણે ગાળ દીધી.

'આ તો જીવતો છે, કશી ફિકર નથી;' કહી ઇગ્નાશ્કા પાછો આગળ દોડ્યો. અમે ગાડીઓ ચલાવ્યે રાખી, ને ઘોડાને હાંક હાંક કર્યું. મારી ગાડીના ત્રણ ઘોડામાંથી એક બાજુનો નાનો ઘોડો

હતો તેને મારો ગાડીવાન ફરીફરી પૂંછડી પાસે ચાબૂક અડાડયા કરતો હતો, એટલે ઘોડો અવારનવાર વિચિત્ર રીતે ઠેકડા ભરતો, ને થોડોક વખત જોરથી દોડી પાછો ધીમો પડી જતો.

૫

પેલો ઠીંગણો ડોસો ને ઊંચો વાસીલી, જે નાસી ગયેલા ઘોડાની પાછળ ગયા હતા, તે ઘોડા દોડાવતા પાછા આવીને અમારી સાથે થઈ ગયા ત્યારે મધરાતનો સુમાર થવા આવ્યો હશે, એવો મને ખ્યાલ છે. એ લોકો ઘોડાને પકડી લાવેલા, એટલું જ નહીં પણ એમણે અમને પણ ખોળીને પકડી પાડયા હતા. આ ખુલ્લા વેરાન વગડામાં, ધાડું ને આંખને આંધળીભીંત બનાવી દેનારું બરફનું તોફાન જામ્યું હતું તેમાં, એ લોકો કેવી રીતે આમ કરી શકયા એ મારે સારુ તો હંમેશાં એક અણુકેલ્યો કોયડો રહી જશે. ડોસો કોણી ને પગ હલાવતો ગાડીના વચલા ઘોડા પર બેઠો હતો, ને ઘોડાને તબડાક તબડાક દોડાવતો હતો. બાજુએ જોડવાના બે ઘોડાને તેના જોતર જોડે બાંધ્યા હતા. બરફના તોફાનમાં ઘોડાને છૂટા મૂકવાનું સાહસ તો કરાય જ નહીં. ડોસો અમારી ગાડી પાસે આવ્યો એટલે પાછો મારા ગાડીવાનને વઢવા લાગ્યો.

'જુઓ આ બાડિયા સુવ્વરને! સાચે જ...'

'એ મિટ્રીકાકા!' બીજી ગાડીમાં બેઠેલા લોકવાર્તા કહેનારાએ હાક મારી. 'તમે જીવતા છો કે? અહીં આવી જાઓ ગાડીમાં અમારી જોડે.'

પણ ડોસાએ જવાબ ન દેતાં ગાળો દેવાનું ચાલુ રાખ્યું. વરાળ પૂરતી નીકળી રહી એમ લાગ્યું, એટલે તે ઘોડા પર બેઠો બેઠો જ બીજી ગાડી પાસે ગયો.

'બધાને પકડી આણ્યા શું?' ગાડીમાંથી કોકે પૂછ્યું.

'તને શું લાગે છે?'

ડોસાની નાનકડી કાયા ખદૂક ખદૂક કરતા ઘોડાની પીઠ પર

આડી થઈ, ને બરફ પર કૂદી પડી. પછી થોભ્યા વિના જ તે ગાડી પાછળ દોડ્યો, ને ગોટીલું ખાઈને અંદર પેસી ગયો. તેના પગ ગાડીની બાજુએ બહાર લટકતા રહી ગયા. ઊંચા વાસીલીએ મોખરાની ગાડીમાં ઇગ્નાસ્કાની જોડે પોતાની જૂની બેઠક લીધી; ને બંને જણ સાથે મળીને રસ્તાની શોધ કરવા લાગ્યા.

'ડોસો કેવો વઢકણો છે!...હે ભગવાન!' મારો ગાડીવાન બબડ્યો.

તે પછી લાંબા વખત સુધી અમે ગાડીઓ હાંક્યે રાખી. બરફના તોફાનના ઠંડા, પારદર્શક ને કાંપતા પ્રકાશમાં એ ઊજળા દૂધ જેવા મેદાન પર અમે જરા પણ થોભ્યા નહીં. હું જ્યારે જ્યારે આંખો ઉઘાડું ત્યારે ત્યારે એની એ બેડોળ ને બરફથી ઢંકાયેલી ટોપી ને પીઠ મારી સામે હેલા ખાતી દેખાય. એનું એ જ જોતર દેખાય; ને એની નીચે, ચામડાની સખત લગામોની વચ્ચે, ને હંમેશાં મારાથી એના એ જ અંતરે, અમારા વચલા ઘોડાનું માથું ઊંચું-નીચું થતું નજરે પડે; ને એની કાળી કેશવાળી પવનને લીધે એક બાજુ ઊડી ગયેલી હોય. એની પીઠની પેલી પાર નજર નાખું ત્યાં જમણી બાજુ જોડેલો એનો એ કાબરચીતરો ઘોડો દેખાય; તેની પૂંછડીને ગાંઠ વાળેલી હોય; ને ઘોડાની પાછળ જે આડી લાકડી બાંધેલી તે કેટલીકવાર ગાડીના આગલા ભાગ જોડે અથડાય. હું નીચી નજર કરું ત્યાં એનો એ બરફ છર્‌ર્‌ર્ છર્‌ર્‌ર્ થતો દેખાય; અમારી ગાડીનાં પાટિયાં એમાં સડસડાટ ચીલા પાડતાં ચાલ્યાં જતાં હોય; ને પવનની સખત ઝાપટથી બરફ એક બાજુ ઘસડાતો હોય. અમારી આગળ, એકના એક અંતરે, પહેલી ગાડી દોડતી હોય. જમણી ને ડાબી બાજુ બધું ધોળા ને ઝાંખા પ્રકાશમાં ઝળકતું હોય. કંઈક નવી વસ્તુ દેખાય તો જોવાને મારી આંખ ફાંફાં તો ઘણાં મારે, પણ કંઈ વળે નહીં. થાંભલી કે ઘાસની ગંજી કે વાડ એમાંથી કશું જ નજરે ન પડે. ચોમેર બધું ધોળું ધોળું ને હાલતું દેખાય. ક્યારેક

ક્ષિતિજ દૂર દૂર દેખાય, ને એ કેટલે છેટે હશે તે કળી જ ન શકાય. તો ક્યારેક તે ચારે બાજુ નજીક ને નજીક આવતી દેખાય, ને મારાથી બે ડગલાં જ દૂર આવીને ઊભી રહે. વળી એકાએક જમણી બાજુ જાણે એક ઊંચી સફેદ દીવાલ આવી પડતી ને ગાડીની જોડેજોડે દોડતી દેખાય. પાછી તે એકાએક અલોપ થઈ જાય ને સામી બાજુ આવીને ઊભી રહે; ત્યાં તે દૂર ને દૂર જતી દેખાય, ને ફરી પાછી અલોપ થઈ જાય. હું ઊંચી નજર કરું ત્યાં પળવાર તો એમ લાગે જાણે ઝાંખા અજવાળામાં મને હમણાં તારા દેખાવા લાગશે. પણ તારા તો મારી નજરથી દૂર ઊંચે ને ઊંચે દોડી જાય. તારા જોવા તલસતી આંખને તો માત્ર બરફ જ દેખાય. તે મારી આંખે ધસડાઈને મોઢા પર પડે, ને મારા રુવાંટીના ડગલાના કોલર પર ઊતરે. આકાશમાં બધે એકસરખું અજવાળું હતું. જ્યાં જુઓ ત્યાં સરખું ધોળું દેખાય. એકનો એક રંગ જોઈને આંખ થાકી જાય. ધોળા સિવાય બીજો રંગ જ ન મળે. માત્ર, ઉપર કહ્યું તેમ, નવા નવા દેખાવોનો આભાસ થયાં કરે. પવન વારેવારે દિશા બદલતો હોય એમ દેખાતું હતું. ક્યારેક તે મારા મોં સામે અથડાય ને મારી આંખો પર બરફના થર જામે. ક્યારેક એક બાજુથી વ વા માંડે: મારા મોટા ડગલાનો રુવાંટીનો કોલર મારા માથા જોડે અથડાય એથી મને અકળામણ થાય; ને પવન જાણે મારી હાંસી કરતો હોય એમ મારા માથા પર એ કોલર ફડ ફડ વાગે. ક્યારેક વળી કોઈ બાકોરામાંથી ઘૂરકવા લાગે. બરફ પર ઘોડાની ખરીઓ ને ગાડીનાં પાટિયાંને લીધે ધીમો ધીમો અવાજ નિરંતર મને સંભળાતો. બરફના ઊંડા વહેણમાં ગાડીઓ ચાલતી હોય ત્યારે ઘંટડીઓનો રણકાર બંધ પડી જતો. માત્ર વચ્ચે વચ્ચે ક્યારેક અમે બરફના વહેણની સામે હાંકતા હોઈએ, કે ખુલ્લી થીજી ગયેલી જમીન પર ગાડી ચાલતી હોય, ત્યારે ઈગ્નાસ્કા જોરથી સિસોટી વગાડતો ને ઘંટડીઓ વાગતી, તેનો અવાજ મારા કાન સુધી પહોંચતો; ને તેને લીધે એ રણની ભીષણતા એકાએક ઓસરી જતી. પછી વળી

પાછો ઘંટડીઓનો અવાજ એકસૂરો લાગતો. તેમાંથી એકનો એક સૂર જે ચોકસાઈથી નીકળતો તે અસહ્ય થઈ પડતી. એ સૂર સાંભળ્યાની કલ્પના મારું મન નક્કી કરતું. મારા એક પગમાં હિમની અસરથી શીત વ્યાપવા માંડયું. હું જરા વધારે ગોટપોટ ઓઢી લેવા ઊંચોનીચો થયો, એટલે મારાં કોલર ને ટોપી પર જામેલો બરફ ઊખડીને મારા ગળા પર ઊતર્યો, ને તેથી મને કંપારી ચડી ગઈ. પણ એકંદરે હજુ મને રુવાંટીના ડગલાને લીધે હૂંફ વળતી હતી. એમ કરતાં કરતાં મને ઊંઘે ઘેરી લીધો.

૬

ઘણાં વરસો પહેલાંનાં સ્મરણો ને દેખાવોની હારમાળા મારી કલ્પનામાં સડસડાટ ચાલવા લાગી; ને તેનો વેગ ઉત્તરોત્તર વધતો ગયો.

મને થયું: 'બીજી ગાડીમાં પેલો ડાહ્યો બેઠો છે તે બૂમો પાડયાં કરે છે. એ માણુસ કેવી જાતનો હશે? કદાચ એનાં વાળ રાતા હશે; તે બેઠી દડીનો ને જાડો હશે; ને તેના પગ ટૂંકા હશે.' એટલામાં તો મને અમારા મોટા ઘરનો દાદરો દેખાયો. ઘરના પાંચ દૂબળા ઘરના બાજુના ભાગમાંથી એક પિયાનો વાજું ઉપાડી લાવતા હતા. ટુવાલોની બનાવેલી ઝોળી વડે તેમણે વાજું ઉપાડયું હતું; ને તેઓ ભારે પગલે ચાલતા હતા. થીઓડોર ફીલીપીચે કોટની બાંયો ઊંચી ચડાવી એક 'પેડલ' પકડી રાખ્યું છે. તે આગળ દોડે છે, એકાદ આંગળી ઊંચી કરે છે, કયાંક ઝોળી ખેંચે છે, બીજે કયાંક ધક્કો મારે છે, નીચો નમી લોકોના પગની વચ્ચે ઘૂસી જાય છે, દરેક જણુના રસ્તામાં અટવાય છે, ને ચિન્તાતુર અવાજે એકસામટી રાડો પાડે છે:

'જરા ટેકો આપ તો, એ અલ્યા આગળવાળા, એ આગળવાળા! હાં હાં, એમ—પાછલો છેડો થવા દો ઊંચો! જરા વાળીને બારણામાં લો! હાં હાં, બરાબર!'

'અમે કરતા હોઈએ તે કરવા દોને, થીઓડોર ! આટલું તો અમે એકલા કરી શકીશું,' અમારો માળી બીતે બીતે બોલે છે. તે કઠેડાની જાળી સરસો દબાઈ ગયો છે; ને તેણે મહાપરાણે જબરદસ્ત વાજાનો એક ખૂણો પકડી રાખ્યો છે.

પણ થીઓડોર એમ છાનો રહે એવો નથી.

'આનો શો અર્થ ?' હું વિચાર કરવા લાગું છું. 'એ શું એમ માનતો હશે કે આ જે કામ ચાલે છે તેમાં તે પોતે કામનો છે, કે એના વિના એ કામ ન જ થઈ શકે? અથવા તો ઈશ્વરે એને આત્મશ્રદ્ધાવાળી ને મીઠી વાણી આપી છે એથી એ માત્ર રાજી થતો હશે, ને એ વાણી છૂટે હાથે વેરવામાં એને આનન્દ આવતો હશે?'

એટલામાં કોણ જાણે શી રીતે પણ દેખાવ બદલાઈ જાય છે. મારી નજર સામે સરોવર દેખાવા લાગે છે. ઘરના થાકેલા દૂબળા ઢીંચણપૂર પાણીમાં ઊભા ઊભા માછલીની જાળ ખેંચે છે. થીઓડોર પાછો અહીં પણ દેખાય છે. તેના હાથમાં ઝાડને પાણી પાવાનો ઝારો છે. તે દરેક જણને બૂમો પાડે છે, ને કાંઠા પર આમથી તેમ દોડ્યાં કરે છે. વચ્ચે અવારનવાર છેક કાંઠાની કિનાર સુધી જઈને થોડું ડહોળું પાણી રેડી દે છે ને તાજું લે છે. જે સોનેરી માછલી જાળમાં પકડાઈ છે તેને તેણે હાથ વતી પકડી રાખી છે. પણ અત્યારે તો જુલાઈ માસનો મધ્યાહ્ન છે. બગીચામાં હમણાં જ ઘાસ કપાયેલું છે, તેના પર ચાલતો ચાલતો હું ક્યાંક જાઉં છું. ઉપરથી સૂર્યનાં ધગધગતાં કિરણો સીધાં પડે છે. હું હજુ બહુ નાનો છું, ને મને જીવનમાં કશાકની ઊણપ લાગે છે. એ ઊણપ પૂરી કરવાની ઇચ્છા મને થઈ આવે છે. હું સરોવર પાસે, ગુલાબના ક્યારા ને ભુર્જ વૃક્ષોની હાર એ બેની વચ્ચેના ભાગમાં, મારું માનીતું સ્થાન છે ત્યાં જાઉં છું, ને ત્યાં ઊંઘી જવા લાંબો થાઉં છું. સૂતે સૂતે ગુલાબના છોડનાં કાંટાળાં ને રાતાં થડની પેલી પાર કાળી, સૂકી, ને ઢીલી માટીવાળી

જમીન તરફ, તથા સરોવરના તેજસ્વી, ભૂરા અરીસા તરફ, હું જોઈ રહું છું. એ વેળા મારા મનમાં કેવી લાગણી ઊપજેલી એ મને યાદ છે. એ લાગણીમાં મુગ્ધ આત્મસન્તોષ હતો, ને સાથે ખેદ પણ હતો. મારી આસપાસ એકેએક વસ્તુ સુન્દર છે. એ સૌન્દર્યની મારા મન પર એવી પ્રબળ અસર થાય છે કે મને લાગે છે હું પોતે સારો છું. મને દુઃખ માત્ર એક જ વાતનું થાય છે કે અહીં મારાં વખાણ કરવા કોઈ હાજર નથી. હવા ગરમ ગરમ છે. હું મારા મનને દિલાસો આપવા ઊંઘી જવાનો પ્રયાસ કરું છું. પણ માખીઓ—તોબા છે આ માખીઓથી તો!—મને અહીં પણ જરાયે જંપ વળવા દેતી નથી. મારી આસપાસ ભેગી થાય છે, ને કેમે કર્યે ખસતી નથી. એમનાં શરીર બોરના ઠળિયા જેવાં સખત છે. તે કૂદીને મારા કપાળ પરથી મારા હાથ પર પડે છે. સૂરજના અંગારા જેવા તડકામાં એક મધમાખી મારાથી થોડેક દૂર ગુણ ગુણ ગુણ કરે છે. પીળી પાંખોવાળાં પતંગિયાં જાણે તાપથી થાકી ગયાં હોય એમ ઘાસના એક તરણા પરથી ઊડીને બીજા તરણા પર બેસે છે. હું ઊંચી નજર કરું છું: મારી આંખો તેજથી અંજાઈ જાય છે. મારા માથા પર ઊંચે ઊંચે ભુર્જ વૃક્ષની ડાળીઓ ધીરી ધીરી ડોલે છે; તેનાં આછાં પાનમાં થઈને સૂરજનું જે તેજ આવે છે તે બહુ ઝગઝગાટ મારે છે. હવા પહેલાંના કરતાં ઘણી વધારે ગરમ લાગે છે. હું રૂમાલથી મોઢું ઢાંકી દઉં છું. ગરમીથી જીવ રૂંધાય છે. માખીઓ મારા હાથને વળગી છે તે ઊખડવાની જ નથી એમ લાગે છે. હાથ પર પરસેવાના રેલા ઊતરવા માંડે છે. જંગલી ગુલાબના છોડની વચ્ચોવચ ચકલીઓ ધાંધલ કરી મૂકે છે. એમાંની એક ઊડીને જમીન પર મારાથી બે ફીટ દૂર આવીને બેસે છે, બેચાર જમીન પર જોરથી ચાંચ મારવાનો ડોળ કરે છે, પાછી ઊડીને ઝાડ પર બેસે છે, ઝાડની ડાંખળીઓને હલાવે છે, ને આનન્દે ગાતી ગાતી ઊડી જાય છે. પછી એક બીજી ચકલી કૂદકો મારી નીચે આવે છે, નાનકડી પૂંછડી હલાવે છે, આસપાસ નજર નાખે છે, ચીં ચીં કરે છે, ને

પછી પહેલી ચકલીની પાછળ તીરની પેઠે સડસડાટ ઊડી જાય છે. સરોવર પર કપડાં ધોવાય છે તેના પર પડતાં ધોકણાંના અવાજ આવે છે. એ અવાજનો પડઘો પડીને પાછો સરોવર પર ફેલાઈ જાય છે. પાણીમાં માણસો નહાય છે ને હસે છે તેના અવાજ, ને તેઓ પાણીમાં ભૂસકા મારે છે તેના ધબાકા, સંભળાય છે. પવનનો સપાટો આવીને ભુર્જ વૃક્ષોની ટોચને હલાવે છે. એ પવન હજુ મારાથી દૂર છે. પણ હવે તે પાસે આવે છે, ને ઘાસને હલાવે છે તે હું સાંભળું છું. જંગલી ગુલાબનાં પાંદડાં ફફડવા લાગે છે, ને ડાંખળીઓ જોરે દબાઈને ચોંટી જાય છે. છેવટે પવનની એક તાજી લહેર મારા સુધી પહોંચે છે. તેથી મારા રૂમાલનો એક છેડો ઊડીને ઊંચો થાય છે, ને મારા ભીના ચહેરા પર ગદગદિયાં થાય છે. જે જગાએ રૂમાલનો છેડો ઊંચો થયેલો ત્યાં એ બખોલમાં થઈને એક માખી અંદર આવે છે, ને ડરની મારી છેક મારા ભીના મોઢા પાસે આવી પાંખ ફફડાવે છે. એક સૂકી ડાંખળી મારી પીઠ પર દબાઈને ખૂંચે છે. ના, મારાથી ચૂપચાપ નહીં પડી રહેવાય. ચાલ જઈને નાહું. પણ એ જ વખતે ગુલાબના છોડ પાસે મને ઉતાવળાં પગલાં સંભળાય છે, ને એક સ્ત્રીનો અવાજ કાને પડે છે:

'હે ભગવાન! આવું શી રીતે બન્યું? ને અત્યારે કોઈ પુરુષો પણ અહીં નથી!'

'શું છે? શું છે?' હું બહાર તડકામાં દોડી જઈ એક દૂબળી બાઈને પૂછું છું. બાઈ વલોપાત કરતી ઉતાવળે મારી આગળ થઈને ચાલી જાય છે. તે માત્ર પાછી ફરીને જુએ છે, હાથ હલાવે છે, ને આગળ દોડે છે. પણ એટલામાં સિત્તેર વરસની મત્રેના ફલંગો ભરતી સરોવર પાસે આવે છે. તેના માથા પરથી માથા બાંધણું ખસી જાય છે તેને તેણે એક હાથે પકડી રાખ્યું છે. પગે ઊનનાં ગૂંથેલાં મોજાં પહેર્યાં છે. તે એક પગે ફુદકા મારે છે ને પગને ઘસડે છે. બે નાની છોકરીઓ હાથમાં હાથ રાખીને દોડતી આવે છે. દસ વરસનો એક છોકરો તેમની પાછળ પાછળ દોડે છે.

તેણે બાપનો ડગલો પહેર્યો છે, ને બેમાંથી એક છોકરીના ખાદીના ફ્રોકનો છેડો પકડી રાખ્યો છે.

'શું થયું છે?' હું એમને પૂછું છું.

'કોઈ ખેડૂત ડૂબે છે.'

'ક્યાં?'

'સરોવરમાં.'

'કોણ છે? કોઈ આપણામાંનો છે?'

'ના, અજાણ્યો છે.'

ઈવાન ગાડીવાળો નવા કાપેલા ઘાસ પર ભારે જોડા ઘસડતો આવે છે. તેની પાછળ પેલો જાડો કારકુન જેકબ છે. બધા સાસભર્યા ને હાંફળાફાંફળા તળાવ તરફ દોડે છે. હું પણ એમની પાછળ દોટ મૂકું છું.

એ વેળા મારા મનમાં જે લાગણી ઊપજેલી તે મને યાદ છે. મારા મનમાંથી કોઈ અવાજે મને કહ્યું: 'જુએ છે શું? ચાલ, માર ભૂસકો ને ખેંચી કાઢ એ ખેડૂતને. બચાવ એની જિંદગી. તો સહુ તારી વાહવા બોલાવશે.' મારે તો એ જ જોઈતું હતું.

'ક્યાં છે એ? ક્યાં છે?' કાંઠા પર ભેગા થયેલા દૂબળાઓના ટોળાને હું પૂછું છું.

'પણે છે. સામા કાંઠા પાસે પાણી બહુ જ ઊંડું છે ને ત્યાં છે. હોડીઘરની પાસે જ છે,' કહેતાં કહેતાં ધોબણ ભીનાં કપડાં લાકડાના દાંડા પર સૂકવે છે. વળી કહે છે: 'જોઉં છું તો કોઈ માણસ ડબકિયાં ખાય છે. જરાક ઉપર આવે છે, ને પાછો અલોપ થઈ જાય છે. પાછો ઉપર આવે છે ને બૂમ પાડે છે: "હું ડૂબું છું. કોઈ બચાવજો રે!" પછી પાછો નીચે જાય છે, ને પાણી પર પરપોટા વગર બીજું કશું દેખાતું નથી. મને થાય છે માણસ ખરેખર ડૂબે છે, એટલે હું ચીસ પાડું છું: એ લોકો! આ કોઈ ખેડૂત ડૂબી જાય છે!'

આટલું કહી ધોબણ દાંડો ઊંચકીને ખભે મૂકે છે, ને રસ્તાની કોર પર મલપતી ચાલે ચાલી જાય છે.

'હે પ્રભુ, કેવું કામ કહેવાય આ?' કચેરીનો કારકુન જેકબ ઇવાનોવ નિરાશાભર્યે અવાજે કહે છે. 'ગામડાની અદાલતમાં કોણ જાણે કેવીયે ધાંધલ થશે. પાર જ નહીં આવે એ વાતનો!'

એટલામાં એક ખેડૂત દાતરડું લઈને આવે છે. તે સામે કાંઠે ભેગાં થયેલાં બૈરાંછોકરાં ને ઘરડાં માણસોની ઠઠમાં ધક્કા મારીને રસ્તો કરે છે; અને એક છોડની ડાળ પર દાતરડું લટકાવી, ધીરે-ધીરે જોડા કાઢવા માંડે છે.

'ક્યાં? ક્યાં ડૂબી ગયો છે?' હું ફરીફરીને પૂછું છું. મને એ જગાએ દોડી પહોંચવાનું ને કંઈક પરાક્રમ કરી બતાવવાનું મન છે.

પણ લોકો તો સરોવરની સુંવાળી સપાટી તરફ આંગળી ચીંધે છે. પાણી પર અવારનવાર પવનના સપાટાથી ઝીણી લહેરો આવે છે. પેલો માણસ કેવી રીતે ડૂબી ગયો હશે એ હું કળી શકતો નથી. એ જ્યાં ડૂબી ગયો છે તે જગાએ પાણી એવું ને એવું જ સ્થિર, સુન્દર ને શાન્ત છે. મધ્યાહ્નના તડકામાં તેના પર સોનેરી ઝળકાટ દેખાય છે. એટલે મને લાગે છે કે હું કશું કરી શકવાનો નથી, ને કોઈને હેરત પમાડી શકવાનો નથી. મને તો સારું તરતાં પણ આવડતું નથી. વળી પેલો નવો આવેલો ખેડૂત ખમીસ ઉતારી, પાણીમાં ભૂસકો મારવા તૈયાર થઈને ઊભો છે. દરેક જણ એની સામે આશાની નજરે ને અદ્ધર શ્વાસે જોઈ રહ્યું છે. પણ ખભાપૂર પાણીમાં ગયા પછી તે ધીરેધીરે પાછો ફરે છે, ને બહાર આવી ખમીસ પહેરી લે છે—એને તરતાં આવડતું નથી.

લોકો હજુ દોડતા દોડતા આવ્યાં જ કરે છે, ને ટોળું વધતું જાય છે. સ્ત્રીઓ એકબીજાને વળગે છે. પણ કોઈ ડૂબેલાને કાઢવા માટે કશું કરતું નથી. જે માણસો નવાં આવે છે તે માત્ર સલાહ આપે છે ને નિસાસો નાખે છે; ને એમનાં મોઢાં પર ભય ને

નિરાશા દેખાઈ આવે છે. પણ જે માણસો વહેલાં આવ્યાં છે તેમાંથી કેટલાંક ઊભેઊભે થાકીને ઘાસ પર બેસી જાય છે, ને કેટલાંક જતાં રહે છે. મત્રેના ડોસી એની છોકરીને પૂછે છે: 'અલી, બારણું વાસીને આવી છે કે?' જે છોકરો એના બાપનો ડગલો પહેરીને આવ્યો છે, તે ઊભો ઊભો પાણીમાં કાંકરા નાખે છે.

પણ એટલામાં થીઓડોર ફીલીપીચનો કૂતરો ટ્રેસોર્કો, ભસતો ભસતો ને મૂંઝવણનો માર્યો પાછળ નજર નાખતો નાખતો, ટેકરી પરથી દોડતો આવે છે. તેની પાછળ થીઓડોર પોતે ટેકરી પરથી દોડતો ને બૂમો પાડતો, ગુલાબના છોડ પાછળથી દેખા દે છે.

તે દોડતાં દોડતાં જ ડગલો ઉતારે છે, ને બૂમ પાડીને કહે છે: 'ત્યાં શું કરવાને ઊભાં રહ્યાં છો? માણસ જેવો માણસ ડૂબે છે, ને આ બધાં ઊભાં રહ્યાં છે!......દોરડું લાવી આપો તો મને!'

દરેક જણ આશા ને ભયની નજરે થીઓડોર સામે જુએ છે. તે એક ભલા દૂબળાને ખભે હાથ ટેકવી, ડાબા પગના અંગૂઠા વડે જમણો બૂટ કાઢે છે.

કોઈ કહે છે: 'પણે, પેલા લોકો ઊભા છે ને ત્યાં, પેલા ઝાડવાથી જરાક જમણી બાજુ, થીઓડોર. હા, હા. બરાબર ત્યાં જ!'

થીઓડોર કહે છે: 'મને ખબર છે.' સ્ત્રીઓના ટોળામાંથી કેટલીક એને જોઈ શરમાવાની નિશાનીઓ કરે છે, તે જોઈ એ ભવાં ચડાવે છે; અને ખમીસ ઉતારે છે, ગળે ભેરવેલો ક્રૉસ કાઢે છે, ને પાસે બહુ અદબભેર ઊભેલા માળીના છોકરાના હાથમાં તે આપે છે; ને પછી, કાપેલા ઘાસ પર ઝડપભેર ચાલી, સરોવર પાસે જાય છે.

ટ્રેસોર્કો એના શેઠની ત્વરિત ગતિ જોઈ મૂંઝાય છે; એટલે ટોળા પાસે જઈને થોભે છે, અને હોઠ બચબચાવતો કાંઠા પરથી ઘાસનાં થોડાંક તરણાં ખાય છે. પછી એકીટસે શેઠની સામે જુએ છે; ને હરખભેર કિકિયારી કરી એકાએક શેઠની સાથે પાણીમાં ભૂસકો મારે છે. પળવાર તો ફીણ અને વાછંટ સિવાય કશું દેખાતું

નથી, ને એના છાંટા અમને પણ ઊડે છે. પણ હવે થીઓડોર સરસ છટાભેર હાથ ઉછાળે છે, પોતાની પીઠને તાલભેર ઊંચીનીચી કરે છે, ને હાથ વીંઝતો સપાટાબંધ તરીને સામે કાંઠે પહોંચી જાય છે. ટ્રેસોર્કી થોડું પાણી ગળી ગયો છે એટલે ઉતાવળો પાછો ફરે છે, લોકોના ટોળા આગળ શરીરને હલાવે છે, ને ઘાસ પર પીઠ ઘસે છે. થીઓડોર સામે કાંઠે પહોંચે છે ત્યાં જ બે ગાડીવાન દોડતા દોડતા આવે છે. તે એક વળીની આસપાસ માછલાં પકડવાની જાળ વીંટાળી લાવ્યા છે. થીઓડોર કંઈક અજ્ઞાત કારણસર હાથ ઊંચા કરે છે; એક, બે ને ત્રણ ડૂબકી મારે છે; દરેક વેળા બહાર આવી મોંમાંથી પાણીની સેર ઉડાડે છે; ને વાળનાં લટિયાં રુવાબભેર ઊંચાં કરે છે. ચોમેરથી તેના પર પ્રશ્નોની ઝડી વરસે છે, પણ તેના જવાબ એ દેતો નથી. છેવટે તે બહાર કાંઠા પર આવે છે; અને જાળ પાથરવા વિષે સૂચનાઓ આપવા સિવાય કશું કરતો હોય એમ મને દેખાતું નથી. જાળ પાણીમાં નાખેલી તે ખેંચાય છે. પણ એમાં તો કાદવ ને થોડીક નાની માછલી સિવાય બીજું કશું પકડાઇ આવ્યું નથી. જાળ પાણીમાં બીજીવાર નંખાય છે, એટલામાં હુ ફરી પાછો એ બાજુ જઈ પહોંચું છું.

થીઓડોર હુકમો છોડે છે એનો સાદ, પાણી પર દોરડાના ધબાકા, ને ભયભીતપણાની ચીસો, એટલા જ અવાજ મને સંભળાય છે. જાળની જમણી બાજુએ લગાડેલું દોરડું, ઘાસથી વધારે ને વધારે ઢંકાઈને, પાણીની બહાર આગળ ને આગળ ચાલ્યું આવે છે.

'હવે ખેંચો જરા જોરથી; ખેંચો બધા સાથે મળીને!' થીઓડોર રાડ પાડીને કહે છે.

જાળમાં કચરો ખેંચાઈ આવે છે, ને તેમાંથી પાણી ટપકે છે.

'કશુંક આવે છે, ભાઈઓ. ભારે ભારે લાગે છે ખરું!' કોક બૂમ પાડે છે.

માણસો જાળને ખેંચીને કાંઠા પર લાવે છે. તેનાથી ઘાસ

બીંજાય છે ને દબાય છે. તેમાં બેત્રણ માછલાં તરફડિયાં મારે છે. જાળની ફેલાયેલી પાંખોમાં ડહોળા પાણીનો પાતળો ને હાલતો થર છે, તેની આરપાર કશુંક ધોળું ધોળું દેખાય છે. ચોમેર સ્મશાન જેવી શાન્તિ વ્યાપી રહી છે; તેમાં લોકોના ટોળાના મોંમાંથી અરે-રાટીનો ધીમો પણ સોંસરો અવાજ નીકળી જાય છે.

'ખેંચો જરા વધારે જોરથી. લાવો એને જમીન પર!' થીઓડોર ફીલીપીચનો દૃઢતાભર્યો સાદ સંભળાય છે; અને ડૂબેલા મડદાને ગોખરુ ને કાંટેસરિયાનાં ઠૂંઠાં પર થઈને કાંઠાનાં ઝાડવાં સુધી ઘસડી લાવવામાં આવે છે.

એટલામાં હું મારી ફોઇને રેશમી કપડાં પહેરીને આવેલી જોઉં છું. તે રડું રડું થઈ રહી છે. એની ઝૂલવાળી જાંબુડિયા છત્રી પણ મને દેખાય છે. કોણ જાણે કેમ પણ આ મૃત્યુને પ્રસંગે એ છત્રી મને અઘટિત લાગે છે. મૃત્યુનો આ દેખાવ સાદો છે, પણ કેવો ભયાનક છે! પેલા માણસને માટે દવા કામમાં ન આવી એથી મારી ફોઇના મોં પર જે નિરાશા છવાઇ ગઈ તે મને યાદ છે. વળી એ પ્રેમના મુગ્ધ અહંકારથી કહેવા લાગી: 'આમ આવતો રહે, દીકરા. જો, કેવું ભયંકર છે આ મોત! મેં જતાં તું હંમેશાં એકલો એકલો નહાવા ને તરવા જાય છે!' એનાં આ શબ્દો સાંભળી મને કેવી ચીડ ચડેલી એ પણ મારા સ્મરણમાં તાજું છે.

મને એ પણ યાદ છે કે એ વખતે પગ નીચેની ભૂકા જેવી માટીને ધગાવી મૂકતા સૂરજનો પ્રકાશ કેવો આકરો લાગતો હતો. સરોવર પર એ પ્રકાશ ઝગારા મારતો હતો, ને પાણીમાં તેનું પ્રતિબિંબ પડતું હતું. મોટી જાડી માછલીઓ કાંઠા પાસે ફટાફટ કરતી આવતી હતી, ને નાની માછલીઓનાં ઝુંડ વચલા ભાગમાં પાણી પર ઝીણી લહેરો પાડતાં હતાં. કેટલીક જળકૂકડીઓ સરોવરના મધ્યભાગમાં વેલાને વટાવી તરતી તરતી આવેલી ને ચિક્ ચિક્ અવાજ કરતી પાણી પર પાંખો ફફડાવતી હતી; ને તેના માથા પર ઊંચે હવામાં

એક બાજ ઊડીને ચક્કર ચક્કર ફરતું હતું. ક્ષિતિજ પર ભેગાં થયેલાં ધોળાં વાદળાંનાં ગૂંછળાં વળતાં હતાં. જાળમાં ખેંચાઇ આવેલો કચરો પાળ પરથી ધીરેધીરે પાછો નીચે જતો હતો. હું બાંધ ઓળંગીને જતો હતો ત્યાં સરોવર પર ફરી ધોકણાંના પડઘા ગાજતા સંભળાયા. એ બધું અત્યારે મને આબેહૂબ યાદ આવે છે.

પણ એ ધોકણાંનો અવાજ એવો સંભળાય છે જાણે બે ધોકણાં સાથે ઝિકાતાં હોય ને તેમાંથી કંઇક ત્રીજો જ અવાજ નીકળતો હોય. એ અવાજથી હું અકળાઉં છું ને મને મનમાં દુ:ખ થાય છે. દુ:ખનું વિશેષ કારણ એ છે કે હું જાણું છું કે આ ધોકણું એ ખરેખર તો ઘંટડી છે, અને થીઓડોર એ ઘંટડી વાગતી અટકાવવાનો નથી. પછી એ ધોકણું જાણે કોઇ યાતના ઉપજાવનાર યન્ત્રના જેવું હોય એમ મારા ઠરીને જૂઠા પડતા પગ પર દબાય છે; ને હું ઊંઘી જાઉં છું.

મને લાગે છે અમારા ઘોડા બહુ સપાટાભેર દોડે છે, ને છેક મારી પાસેથી બે અવાજ બૂમ પાડે છે, તેથી હું જાગી જાઉં છું.

'કહું છું, ઇગ્નાટ ! એ ઇગ્નાટ !' મારો ગાડીવાન કહે છે. 'તું આ મારા ઉતારુને લઇ લેને. તારે તો ગમે તેમ કરીને પણ જવાનું જ છે. પણ મારે નકામા મારા ઘોડાનો અડદાવો શા સારુ કાઢવો ? તું આમને બેસાડી જાને !'

મારી છેક પાસેથી ઇગ્નાટ કહે છે :

'એ ઉતારુની જિંદગીનું જોખમ હું શા સારુ વહોરું ?... એક બાટલીની શરત છે કબૂલ ?'

'હા, હા, લેને, એક બાટલી...લે, અડધી બાટલી કબૂલ, છે કંઈ પછી ?'

'હેં ! અડધી બાટલી !' બીજો એક અવાજ રાડ પાડીને કહે છે. 'અડધી બાટલી માટે ઘોડાને અધમૂઆ કરી નાખવા !'

હું આંખો ઉઘાડું છું. આંખો સામે હજુ એનો એ જ અસહ્ય

ઘસડાતો બરફ, એના એ જ ગાડીવાન ને ઘોડા હાલતા દેખાય છે. પણ હવે અમે બીજી એક ગાડીની આગળ નીકળી ગયા છીએ. મારા ગાડીવાને ઇગ્નાટને પકડી પાડ્યો છે, ને અમે કેટલાક વખતથી જોડાજોડ ગાડી ચલાવીએ છીએ. બીજી ગાડીમાંથી આવતો અવાજ ઇગ્નાટને એક બાટલીથી ઓછે હા ન પાડવાની સલાહ આપે છે, છતાં ઇગ્નાટ એકાએક લગામ ખેંચી ગાડી થોભાવે છે.

'સારું, બેસાડી દે ઉતારુને મારી ગાડીમાં. ભલે, થવા દે! નસીબદાર છે તું. કાલે અમે પાછા આવીએ ત્યારે અડધી બાટલી તારે આપવાની. સામાન બહુ છે કે?'

મારો ગાડીવાન એને માટે અસાધારણ ગણાય એટલી ચપળતાથી બરફ પર કૂદી પડે છે, મને નમન કરે છે, ને મને ઊતરીને ઇગ્નાટની ગાડીમાં જવા વીનવે છે. હું તો તેમ કરવા સાવ રાજી છું. પણ ઇશ્વરથી ડરીને ચાલનાર આ ખેડૂત ખરેખર એટલો બધો રાજી થયો છે કે તેણે પોતાની ઉપકાર ને આનન્દની લાગણી કોકની આગળ ઢાળ્યે છૂટકો છે. તે મને, અલેશ્કાને, અને ઇગ્નાટને નમન કરે છે, ને અમારો આભાર માને છે.

'જુઓ, ભગવાનની કેવી કૃપા છે! શી બૂરી વલે થઈ છે આજે!...હે ભગવાન! અમે અડધી રાત હાંક હાંક કરીએ છીએ, પણ ક્યાં જઈએ છીએ એની અમને સૂઝ પડતી નથી. આપને માલિક મુકામે પહોંચાડશે, સાહેબ. પણ મારા ઘોડા તો થાકીને સાવ લોથ થઈ ગયા છે.'

આમ કહી તે મારી ચીજો બેવડા ઉત્સાહથી ફેરવીને બીજી ગાડીમાં મૂકે છે.

મારો સામાન ફેરવાતો હતો તે દરમ્યાન હું પવનની દિશામાં ચાલતો ચાલતો વચલી ગાડી પાસે ગયો. પવન એટલો સખત હતો કે એના જોરથી હું હમણાં ઊછળીને ગુલાંટ ખાઈ જઈશ એમ લાગ્યું. એ ગાડી, અને ખાસ કરીને અંદર બેઠેલા માણસોને રક્ષણ

આપવાને ગાડી પર ઓઢાડેલો ડગલો, એના પર છ છ ઇંચ બરફનો થર જામેલો હતો; છતાં ડગલાની પાછળ તો શાન્તિ ને હૂંફ બંને હતાં. એ ગાડીમાં બેઠેલા ડોસાએ પગ હજુ બહાર લટકાવી રાખ્યા હતા, ને વાર્તા કહેનારની વાર્તા હજુ ચાલુ હતી:

'પછી છે ને તે સેનાપતિ રાજાનું નામ દઈને કેદખાનામાં મેરી પાસે આવ્યો. મેરીએ તો એને તરત જ સંભળાવી દીધું: "સેનાપતિ, મારે તમારું કામ નથી; મને તમારા પર પ્રેમ નથી; સમજ્યાને. તમે મારા પ્રીતમ નથી. મારા પ્રીતમ તો રાજાજી પોતે છે..."'

'અને તે જ વખતે...' એણે આગળ ચલાવ્યું; પણ મને જોઈને પળવાર થંભી ગયો, ને ચુંગી ભરવા લાગ્યો.

'કેમ, સાહેબ, તમે વાર્તા સાંભળવા આવ્યા કે શું?' જોડે પેલો ડાહ્યલો બેઠો હતો તેણે પૂછ્યું.

'હા, તમને અહીં સારી નિરાંત છે. બહુ મોજ કરતા લાગો છો,' મેં કહ્યું.

'શા સારુ ન કરીએ? એનાથી વખત પસાર થઈ જાય છે. કંઈ નહીં તો માણસનું મન ચગડોળે ચડતું તો રોકાય જ છે.'

'હમણાં આપણે ક્યાં છીએ એની કંઈ ખબર છે ખરી!'

આ સવાલ એ ગાડીવાનોને રુચ્યો હોય એમ ન લાગ્યું.

'ક્યાં છીએ તે કોણ કળી શકે? કદાચ કુલમીકના મુલકમાં પણ ચડી ગયા હઈએ,' ડાહ્યલાએ જવાબ દીધો.

'ત્યારે હવે શું કરવાના આપણે?' મેં પૂછ્યું.

'શું કરી શકવાના હતા? હાંક હાંક કરીશું. વખત છે ને ક્યાંક પહોંચી જઈએ,' એણે કહ્યું. એના અવાજમાં અસન્તોષ હતો.

'પણ ધારો કે આપણે ક્યાય ન પહોંચ્યા, ને ઘોડા બરફમાં ખૂંપી ગયા — તો શું?'

'તો શું? કેમ, કશું નહીં.'

'પણ આપણે થીજી જઈએ તે.'

'હા, થીજી તો જઈએ કદાચ. કેમકે અહીં તો ક્યાંય ઘાસની ગંજીઓ પણ દેખાતી નથી. મને તો લાગે છે આપણે કુલમીકના મુલકમાં જ આવી પહોંચ્યા છીએ. મુખ્ય કામ તો છે બરફને જોયાં કરવાનું.'

'તમને થીજી જવાશે એની બહુ બીક લાગે છે, નહીં, સાહેબ?' જોડેનો ડોસો કાંપતે અવાજે બોલ્યો.

એ મને ઠપકો આપતો હોય એમ દેખાતું હતું, છતાં એટલું તો ચોકસ કે શીત છેક એનાં હાડકાં સુધી વ્યાપી ગયું હતું.

'હા, ટાઢ તો બહુ જ વાય છે,' મેં કહ્યું.

'હું તો કહું છું, સાહેબ, કે હું કરું છું એમ કરો. અવાર-નવાર નીચે ઊતરીને દોડો. એથી શરીરમાં હૂંફ આવશે.'

'હા, ગાડી પાછળ દોડવું બહુ સારું છે,' ડાહ્યલાએ ટાપશી પૂરી.

૭

'અમે તૈયાર છીએ, સાહેબ!' આગલી ગાડીમાંથી અલેશ્કાએ બૂમ પાડી.

તોફાનનો તો કંઈ સુમાર નહોતો. હું લગભગ બેવડ વળી ગયો ને મારે બંને હાથે મારા ડગલાની ચાળ મેં ઝાલી રાખી, તોયે મારા પગ નીચે પવનથી ઊડતા ને ઘસડાતા બરફ પર થઈને ગાડી સુધી થોડાંક ડગલાં ચાલવાનું મને મહાવસમું થઈ પડ્યું. મારો આગલો ગાડીવાન એની ખાલી ગાડીની વચ્ચોવચ ઘૂંટણિયે પડ્યો હતો. પણ મને જતો જોઈ તેણે પોતાની મોટી ટોપી ઉતારી (એટલે પવને એના વાળને જોરથી ઉડાડ્યા) ને મારી પાસે 'બક્ષિસ' માગી. 'બક્ષિસ' મળવાની એને આશા નહોતી એમ તો હું જોઈ શક્યો, કેમકે મેં ના પાડી એથી એને જરાયે દુઃખ થયું નહીં. તોપણ એણે મારો આભાર માન્યો, ટોપી પાછી માથે મૂકી.

ને કહ્યું: ' ભગવાન આપને સુખી રાખે, સાહેબ......' કહેતાંકને તેણે લગામ ઉછાળી, ને જીભના ડચકારા કરતો કરતો ગાડી અમારાથી જુદી દિશામાં હાંકી ગયો. પછી ઈગ્નાટે આખી પીઠ ઝુકાવી ઘોડાને બૂમ પાડી. અમે ઊભા રહેલા ત્યારે પવનનો ઘુઘવાટ વિશેષ સંભળાતો હતો; તેને બદલે હવે ઘોડાની ખરી નીચે કચરાતા બરફનો ચરડ ચરડ અવાજ, ઈગ્નાટના ઘાંટા, અને ઘંટડીના રણકાર સંભળાવા લાગ્યા.

મારી ફેરબદલી પછી પા કલાક તો હું જાગ્યો; ને મારા નવા ગાડીવાન ને તેના ઘોડાને નિહાળીને રમૂજ કરી. ઈગ્નાટ પાણીદાર માણસની પેઠે બેઠો હતો. તે પોતાની બેઠક પર ફરીફરીને ઊભો થતો, ઘોડાને માથે ચાબૂકવાળો હાથ વીંઝતો, રાડો પાડતો, એક પગ બીજા પગ જોડે અફાળતો, ને વચલા ઘોડાની ડલ્લી ફરીફરી જમણી બાજુ ખસી જતી હતી તેને સરખી કરવા નીચો નમતો. એ ઊંચો નહોતો, પણ તેનો બાંધો મજબૂત દેખાતો હતો. તેણે ઘેટાના ચામડાના ડગલા પર મોટો, ઢીલો ઝભ્ભો પહેર્યો હતો. ઝભ્ભાને કેડે પટો નહોતો; અને કોલર નીચો વળેલો હતો, એટલે એનું ગળું ઉઘાડું પડયું હતું. એણે બનાતના નહીં પણ ચામડાના બૂટ પહેર્યા હતા. માથે નાની ટોપી પહેરી હતી; તેને તે ફરીફરી ઉતારતો ને સરખી મૂકતો. કાનને કેવળ એના વાળનું જ રક્ષણ મળતું હતું. એની બધી હાલચાલમાં જોનારને માત્ર એની સ્ફૂર્તિ ન દેખાતી, પણ એથી કંઈક વધારે દેખાતું. મને તો લાગ્યું કે એ સ્ફૂર્તિ શરીરમાં જમવવાની ઈચ્છા પણ એને હતી. અમે જેમ જેમ આગળ ગયા તેમ તેમ તે વધારે વખત ટટાર થવા લાગ્યો. બેઠક પર ઊઠવા લાગ્યો, પગ એકબીજા સાથે ખખડાવવા લાગ્યો, ને અલેશ્કાની તથા મારી સાથે વાત કરવા લાગ્યો. મને થયું એને એવી બીક લાગતી હશે કે રખેને હિમ્મત હારી જવાય તો શું? બીકને માટે પૂરતું કારણ પણ હતું. ઘોડા સારા હતા એ સાચું; પણ રસ્તો ડગલે ડગલે ભારે ને

ભારે થતો હતો, ને ઘોડા વધારે ને વધારે કમને દોડતા હતા એ સ્પષ્ટ હતું. ઘોડાને ચાબૂકની અણી લગાડવાની જરૂર પડવા માંડી હતી. વચલો ઘોડો સરસ, મોટું, ને ભરાવદાર વાળવાળું જાનવર હતો; છતાં તે અનેકવાર ઠોકર ખાતો હતો. પણ જાણે બી ગયો હોય એમ તરત જ પાછો આંચકો મારીને આગળ જતો; અને વાળના ગુચ્છાવાળું માથું, જોતર પરથી લટકતી ઘંટડી સુધી, ઊંચું ઉછાળતો. જમણી બાજુના ઘોડા પર તો મારી નજર નછૂટકે ચોંટી રહી હતી. તેની ડલ્લીને ચામડાનું લાંબું ફૂમતું લગાડેલું હતું, તે એક બાજુ ઝૂલતું ને ફફડતું હતું. એ ઘોડો પોતાની ચાલ દેખાઈ આવે એટલી ધીમી પડવા દેતો, ને એને ચાબૂકની જરૂર પડતી. પણ ઘોડો જાતવાન ને પાણીદાર હતો, ને એને ચાબૂકની ટેવ નહોતી. એટલે તે પોતાની નબળાઈથી અકળાતો, ગુસ્સે થઈને માથું નીચું ઢાળી દેતો, ને પાછું લગામ સામે ઉછાળતો. બરફનું તોફાન અને હિમ વધતાં હતાં. ઘોડાનું જોર ઘટતું હતું. રસ્તા વધારે ને વધારે ખરાબ થતા જતા હતા. અમે ક્યાં છીએ કે ક્યાં જઈએ છીએ, ને સ્ટેશને અથવા તો કોઈ પણ જાતના આશ્રયસ્થાન પર પહોંચાશે કે કેમ, એની અમને કશી જ ગમ નહોતી. એ બધો ખ્યાલ કરતાં થથરાટ છૂટે એવું હતું. ઘંટડીઓ મોજથી ને પ્રસન્નતાથી વાગતી હતી; અને જાણે ગામડાની શેરી પર તહેવારને દહાડે મધ્યાહ્નને હિમ પડતું હોય ને સહેલ કરવા નીકળ્યા હોઈએ એવી રીતે ઇગ્નાટ જોરથી ને મોજથી બૂમો પાડતો હતો; એ વસ્તુ વિચિત્ર ને બેહૂદી હતી. એથીયે વધારે વિચિત્ર વસ્તુ તો એ હતી કે અમે જ્યાં હતા ત્યાંથી સપાટાભેર ક્યાંક હાંક હાંક જ કરતા હતા. ઇગ્નાટ બહુ ભયાનક લાગે એવો કૃત્રિમ અવાજ કાઢી ગાયન ગાવા લાગ્યો. પણ એ ખૂબ જોરથી ગાતો હતો, ને વચ્ચે વચ્ચે જે ગાળા પડતા તેમાં સિસોટી વગાડતો, એટલે એનો અવાજ સંભળાય ત્યાં સુધી માણસને બીક લાગે નહીં. ને જો બીએ તો એ હાંસીને પાત્ર જ ગણાય.

'અલ્યા એ, ગળું શીદને ફાડી નાખે છે, ઇગ્નાટ ?' પાછળથી ડાહ્યલાનો અવાજ આવ્યો. 'એક પળ થોભ તો!'

'શું ?'

'જરા થો...ભ!'

ઇગ્નાટે ગાવું બંધ કર્યું. ફરી ચોમેર શાન્તિ ફેલાઈ ગઈ. પવન ઘૂઘવવા ને રોતલ અવાજ કાઢવા લાગ્યો; અને ઘૂમરી ખાતો બરફ ગાડીની અંદર વધારે ને વધારે જોરથી પડવા લાગ્યો. પેલો ડાહ્યલો અમારી પાસે આવી પહોંચ્યો.

'કેમ, હવે શું ?'

'હવે શું ? આપણે ક્યાં જઈએ છીએ ?'

'કોને ખબર ?'

'તારા પગ શું ઠરી જાય છે તે આમ ઠોક્યા કરે છે!'

'સાવ અકડાઈ ગયા છે.'

'તારે પણ જવું જોઈએ. જો પેલું કંઈક ઝાંખું તેજ દેખાય. એ કુલમીકોનો પડાવ હોવો જોઈએ. એટલું ચાલવાથી તારા પગમાં પણ ગરમી આવશે.'

'ભલે. લગામ પકડી રાખ...લે તો.'

પેલાએ બતાવેલી દિશામાં ઇગ્નાટે દોટ મૂકી.

ડાહ્યલો મને કહેવા લાગ્યો: 'જરાક આમતેમ ફરીને જોવું તો પડે. તો જ રસ્તો જડે. નહીં તો આમ મૂરખની પેઠે હાંક હાંક કર્યે શો ફાયદો ? જુઓને ઘોડા કેવા હાંફે છે.'

ઇગ્નાટને ગયાને એટલો બધો વખત થઈ ગયો કે મને એમ પણ બીક લાગવા માંડી કે એ કદાચ ભૂલો પડયો હોય. ઇગ્નાટ ગયો એ બધો વખત ડાહ્યલાએ શાન્ત સ્વસ્થ અવાજે મારી જોડે વાતો કરી, ને મને કહ્યું કે બરફના તોફાનમાં માણસે આવી રીતે વર્તવું; સૌથી સારું તો એ કે ઘોડાને છૂટા મૂકીને જાય ત્યાં જવા દેવો; ભગવાન સાચનો બેલી છે, એટલે તે માણસને બહાર કાઢે જ; કેટલીકવાર

તો તારાને આધારે પણ રસ્તો શોધી શકાય. છેવટે કહેઃ ‘ હું આગલી ગાડી હાંકતો હોત તો આપણે ક્યારના સ્ટેશને પહોંચી ગયા હોત.’

ઇગ્નાટ ઢીંચણપૂર બરફમાં મહાપરાણે ડગલાં ભરતો પાછો આવ્યો એટલે ડાઘલાએ પૂછ્યુંઃ ‘ કેમ, છે કંઈ?’

‘ હા છે. કંઈક પડાવ જેવું લાગે છે,’ ઇગ્નાટે હાંફતાં હાંફતાં કહ્યું. ‘ પણ શું છે એ હું કહી શકતો નથી. મને તો લાગે છે આપણે જમણી બાજુ પ્રોલોગોવની જાગીર તરફ નીકળી ગયા છીએ. હવે ડાબી તરફ વળવું જોઈએ.’

‘ શાનો લવારો કરે છે આ? કોઝેક ગામડાની પાછળ તો આપણો જ પડાવ છે,’ ડાઘલાએ સામો જવાબ દીધો.

‘ હું કહું છું કે નથી!’

‘ અરે, મેં પણ નજર નાખી છે ને, એટલે હું જાણું છું. આપણો પડાવ જ છે. ને એ ન હોય તો તામીશેવની જમીન હશે. ગમે તેમ હોય પણ આપણે જમણી બાજુ વળવું જોઈએ એ નક્કી. એટલે આપણે આઠમા વર્સ્ટ પર મોટો પુલ છે ત્યાં સીધા નીકળીશું.’

‘ હું કહું છું કે એવું કશું નથી. હું જોઈ આવ્યો તે ખોટું ?’ ઇગ્નાટે ચિડાઈને કહ્યું.

‘ હેં યાર, ને તોયે તું પોતાને ગાડીવાન કહેવડાવે છે!’

‘ હા, ગાડીવાન !......તું જાતે જઈને જોને.’

‘ હું શું કામ જાઉં ? હું તો ગયા વિના જ જાણું છું.’

ઇગ્નાટને ગુસ્સો ચડ્યો જણાતો હતો. તે જવાબ દીધા વિના ગાડીમાં ચડી બેઠો ને ગાડી હાંકવા લાગ્યો.

‘ મારા પગ કેવા ઠરીને અકડાઈ ગયા છે! કેમે કર્યે ગરમ થતા જ નથી,’ તેણે અલેસ્કાને કહ્યું; અને પહેલાં કરતાં વધારે વખત પગ ઠોકવા લાગ્યો. પગ ઠોકતો જાય; ને બૂટમાં ભરાયેલો બરફ કાઢીને બહાર ઠાલવતો જાય.

મને તો બહુ જ ઊંઘ આવવા લાગી.

૮

'હું થીજીને મરી તો નહીં જતો હોઉં!' મને અડધી ઊંઘમાં વિચારો આવવા લાગ્યા. 'લોકો કહે છે માણસ મરવાનો હોય તો પહેલાં આવું ઘેન જ ચડવા માંડે. થીજીને મરવું એના કરતાં તો ડૂબીને મરવું સારું—લોકો ભલે જાળ નાખીને મને ખેંચી કાઢે. પણ પેલી લાકડી કે જે કંઈ હોય તેનો ગોદો મને પીઠમાં વાગ્યાં કરે છે તે વાગતો મટી જાય, ને હું મારો પોતાનો વિચાર ભૂલી શકું ને, તો પછી હું થીજીને મરું કે ડૂબી જાઉં એની ઝાઝી પરવા નથી.'

થોડીક ક્ષણ તો હું એવી સ્થિતિ ભોગવી શક્યો.

'પણ આ બધાનો અન્ત કેવો આવશે?' મેં એકાએક મારા મનને પૂછ્યું. મેં ક્ષણભર આંખ ઉઘાડી, ને મારી સામેના વિશાળ સફેદ મેદાન સામે નજર નાખી. 'આ બધાનો અન્ત કેવો આવશે? ઘાસની ગંજીઓ નહીં જડે ને ઘોડા અટકી જશે—ને થોડા જ વખતમાં અટકી જશે એમ લાગે તો છે—તો અમે બધા થીજીને મરી જઈશું.' હું કબૂલ કરું છું કે મને જરાક ડર લાગતો હતો એ સાચું; પણ એ ડરના કરતાં પ્રબળ એવી એક ઈચ્છા મારા મનમાં હતી. મને થતું હતું કે અમારી બાબતમાં કંઈક અસાધારણ —કંઈક કરુણ—ઘટના બને તો કેવું સારું! મારું મન કહેતું હતું કે પરોઢિયે ઘોડા, અધમૂઆ થઈ ગયેલા, અમને કોક દૂરના અજાણ્યા ગામડામાં પહોંચાડે, અથવા તો અમે થોડાક જણ થીજીને મરી જઈએ, તોયે ખોટું નહીં. આ જાતની કલ્પનાઓ મારા મનમાં અસાધારણ સ્પષ્ટતા ને વેગથી ઊઠવા લાગીઃ જાણે ઘોડા થંભી ગયા છે; બરફના ઢગ ઊંચા ને ઊંચા થતા જાય છે; અને ઘોડાના કાન ને તેમનું જોતર એ સિવાય એમનાં શરીરનો એક પણ ભાગ દેખાતો નથી; પણ એકાએક ઈગ્નાટ એની ગાડી લઈને આવે છે ને સડસડાટ કરતો અમારી આગળ નીકળી જાય છે. અમે એને આજીજી

કરીએ છીએ; બૂમ પાડીને એને કહીએ છીએ: 'એ ભાઈ, અમને લેતો જાને!' પણ પવન અમારા અવાજને ઘસડી જાય છે. અમારાં ગળાંમાંથી સાદ જ નીકળતો નથી. ઇગ્નાટ દાંતિયાં કરે છે; ઘોડાને બૂમ પાડે છે; સિસોટી વગાડે છે; અને ટોક ઊંડી, બરફથી છવા- યેલી ખાઈમાં અલોપ થઈ જાય છે. પેલો ઠીંગણો ડોસો ફલંગ મારીને ઘોડા પર ચડી બેસે છે, કોણીઓ વીંઝે છે, ને ઘોડાને દોડાવી જવાનો પ્રયત્ન કરે છે, પણ એ જગાએથી હાલી શકતો નથી. મોટી ટોપીવાળો મારો આગલો ગાડીવાન ડોસા તરફ ધસે છે, તેને ખેંચીને જમીન પર પાડે છે, ને તેને બરફમાં રગદોળે છે. 'તું જાદુગર છે!' તે રાડ પાડીને કહે છે. 'તું વઢકણી બલા છે! આપણે બધા સાથે મરી જવાના છીએ!' પણ ડોસો માથા વડે બરફનો ઢગલો તોડીને બહાર નીકળે છે. પણ હવે એ ડોસો નથી, પણ સસલું છે, ને કૂદતું કૂદતું દૂર ચાલ્યું જાય છે. કૂતરા બધા છલંગો મારતા એની પાછળ પડે છે. પેલો ડાહ્યલો—એ હવે થીઓડોર ફીલીપીચ બની ગયો છે—અમને કહે છે: 'તમે સહુ કુંડાળું વાળીને બેસો. આપણે બરફથી ઢંકાઈ જઈએ તો સારું. એ રીતે આપણને હૂંફ વળશે.' અમને ખરેખર ગરમાવો ને હૂંફ વળે છે. માત્ર મને કંઈક પીણું જોઈએ છે. હું મારો ખાવાનો કરંડિયો કાઢું છું, સહુને શેરડીના દારૂ ને ખાંડની લહાણી કરું છું, ને પોતે એ પીણાની લહે- જત ઉડાવું છું. પેલો વાર્તા કહેનાર મેઘધનુષ વિષે વાર્તા જોડી કાઢે છે. હવે અમારે માથે બરફ અને મેઘધનુષની છત બંધાઇ ગઇ છે હું કહું છું: 'ચાલો, આપણે દરેક જણ બરફમાં અકેક ઓરડી બનાવીએ, ને ઊંઘી જઈએ!' બરફ રુવાંટીના જેવો સુંવાળો ને હૂંફાળો છે. હું બરફમાં મારે માટે ઓરડી બનાવીને અંદર પેસવા જાઉં છું. પણ મારા કરંડિયામાં પૈસા છે તે થીઓડોર જોઈ ગયો છે, એટલે કહે છે: 'ઊભા રહો! તમારા પૈસા મને આપી દો— તમારે તો આમેય મરવાનું જ છે!' કહી તે મારો પગ ઝાલે છે.

હું એના હાથમાં પૈસા આપી દઉં છું, ને એટલું જ કહું છું કે 'ભાઈસા'બ, મને જવા દોને!' પણ મારી પાસે આટલા જ પૈસા છે એવી પતીજ એ લોકોને પડતી નથી; એટલે તેઓ મને મારી નાખવા માગે છે. હું ડોસાનો હાથ પકડું છું, ને અકથ્ય આનન્દથી તેને ચૂમી ભરવા માંડું છુંઃ એનો હાથ કુમળો ને ગળ્યો ગળ્યો છે. પહેલાં તો એ હાથ મારી આગળથી ખેંચી લે છે, પણ પછી મને તે પકડવા દે છે, એટલું જ નહીં પણ બીજે હાથે મને પંપાળે પણ છે. એટલામાં થીઓડોર પાસે આવી મને ધમકાવે છે. હું મારી ઓરડી-માં પેસી જાઉં છું. પણ હવે એ ઓરડી રહી નથી. હવે તો એ લાંબી, સફેદ ચાલી બની ગઈ છે, અને કોકે મારા પગ પકડી રાખ્યા છે. હું જોર કરીને છૂટી જાઉં છું. મારાં કપડાં ને મારી થોડીક ચામડી મને પકડી રાખનાર માણસના હાથમાં રહી જાય છે. પણ મને તો માત્ર ટાઢ વાય છે ને શરમ ઊપજે છે. વધારે શરમ તો એટલા સારુ ઊપજે છે કે મારી ફોઈ એની છત્રી અને હોમિયોપથીની દવાઓની પેટી બગલમાં મારીને મારી તરફ આવે છે, ને પેલા ડૂબી ગયેલા માણસ જોડે હાથમાં હાથ ભેરવીને ચાલે છે. બંને જણ હસે છે, ને હું એમને નિશાનીઓ કરું છું તે સમજતાં નથી. હું ગાડીમાં પડતું મૂકું છું. મારા પગ પાછળ બરફમાં ઘસડાય છે. પણ પેલો ડોસો કોણી પટપટાવતો મારી પાછળ દોડે છે. તે પાસે આવી પહોંચ્યો છે. પણ હું મારી સામે દેવળના બે ઘંટ વાગતા સાંભળું છું, ને જાણું છું કે હું એ ઘંટ પાસે પહોંચીશ એટલે બચી જઈશ. દેવળના ઘંટ વધારે ને વધારે નજીક વાગે છે. પણ પેલા ઠીંગણા ડોસાએ મને હવે પકડી પાડ્યો છે. તે મારા પર એવી રીતે પડે છે કે મને ઘંટ ભાગ્યે જ સંભળાય છે. હું ફરી એનો હાથ ઝાલી તેને ચૂમી ભરવા માંડું છું. પણ એ ડોસો તે હવે ડોસો નથી, પણ પેલો ડૂબી જનારો માણસ છે......ને તે બૂમ પાડે છેઃ 'એ ઈગ્નાટ! જરા થોભી જા તો! પેલી અખમેટકીનની ગંજીઓ દેખાય! જરા

જઈને જો તો!' આ તો બહુજ ભયાનક કહેવાય. ના, આના કરતાં તો હું જાગું તે સારું......

હું આંખો ઉઘાડું છું. પવનને લીધે અલેસ્કાના ડગલાની ચાળ મારા મોં પર પડી છે. મારો ઢીંચણ ઉઘાડો થઈ ગયો છે. અમે ખુલ્લા, થીજી ગયેલા રસ્તા પર પ્રવાસ કરીએ છીએ. ને ઘંટડીના અવાજ સાવ સ્પષ્ટ સંભળાય છે.

હું નજર નાખીને જોઉં છું કે પેલી ગંજીઓ ક્યાંય દેખાય છે ખરી? પણ હવે મારી આંખો ઉઘાડી છે એટલે મને ગંજીઓ દેખાતી નથી, પણ ઝરૂખાવાળું ઘર અને બાકાં બાકાંવાળી કિલ્લાની દીવાલ દેખાય છે. એ ઘર ને કિલ્લો નિહાળીને જોવાનો મને રસ નથી. મારી મુખ્ય ઇચ્છા તો છે હું જ્યાં દોડેલો તે સફેદ ચાલી જોવાની, દેવળના ઘંટ સાંભળવાની, ને પેલા ઠીંગણા ડોસાના હાથને ચૂમી ભરવાની. હું ફરી આંખો મીચું છું ને ઊંઘી જાઉં છું.

૯

મને ઊંઘ તો ધસમસાટ આવી ગઈ, પણ ઊંઘમાં બધો વખત ઘંટડીઓ વાગતી સંભળાતી હતી. તે મને સ્વપ્નામાં ક્યારેક ભસતા કૂતરારૂપે દેખાતી ને મારા પર હુમલો કરતી. ક્યારેક મોટા વાજા જેવી દેખાતી, ને હું એ વાજાની એક કળ છું એવો ભાસ થતો. ને ક્યારેક એ મારી રચેલી ફ્રેન્ચ કવિતાનો લેબાસ ધારણ કરીને મારી સામે ખડી થતી. ક્યારેક વળી એવો ભાસ થતો કે એ ઘંટડીઓ તે યાતનાનું યન્ત્ર છે, ને મારી જમણી એડીને કચડી રહ્યું છે. એ લાગણી મને એવા પ્રબળ રૂપમાં થઈ આવી કે મારી ઊંઘ ઊડી ગઈ. જાગીને મેં આંખ ઉઘાડી, ને પગને તળિયે હાથ ફેરવી જોયો. એ હિમથી જૂઠું પડવા માંડયું હતું. રાત હજુ અજવાળી, ધૂમસથી ભરેલી, ને સફેદ હતી. હું ને અમારી ગાડી એની એ જ ગતિને લીધે હેલા ખાતાં હતાં. એનો એ ઇગ્નાટ મોઢું એક

બાજુ ફેરવીને બેઠો હતો, ને બે પગ એકબીજા જોડે ખખડાવતો હતો. એક બાજુનો એનો એ ઘોડો ગરદન લાંબી કરીને ઊંડા બરફ પર ખદૂક ખદૂક દોડતો હતો પણ પગ બહુ ઊંચા કરતો નહોતો; અને ડગ્લી પરનું ફૂમતું પેટ પર ફફડતું ને પછડાતું હતું. વચલા ઘોડાના માથા પર લગામ વારાફરતી તંગ અને ઢીલી થતી હતી; તેને લીધે માથું ને તેના પરની ઊડતી કેશવાળી તાલબેર નીચાંઊંચાં થતાં હતાં. પણ એ બધા પર અગાઉ કરતાંયે વધારે બરફ છવાઈ ગયો હતો. બરફ આગળ ઘૂમરી ખાતો હતો. બાજુ પર તે ઘોડાના પગને ઢીંચણ-પૂર બરફમાં ડુબાડી દેતો હતો. ગાડીનાં પાટિયાં એમાં ઊંડાં ખૂંપી જતાં. ને ઉપરથી તે અમારાં કૉલર અને ટોપીઓ પર પડતો હતો. પવન ક્યારેક જમણી બાજુથી ને ક્યારેક ડાબી બાજુથી વાતો હતો; ઇગ્નાટના કૉલર અને તેના ડગલાની ચાળ, તથા બાજુના ઘોડાની કેશવાળી જોડે રમત કરતો હતો; અને બે પોલની વચ્ચે તથા વચલા ઘોડાને માથે જોતર પર ધુવ્વાટા કરતો હતો.

ટાઢ ભયંકર હતી ને વધ્યે જતી હતી. મેં ડગલાના કૉલર-માંથી ડોકું માંડ બહાર કાઢ્યું હશે ત્યાં તો હિમવાળા, બટકણા, ઘૂમરી ખાતા બરફે મારી આંખના ડોળાને ઢાંકી દીધા, મારાં નાક ને મોંમાં ભરાઈ ગયો, ને મારી ગરદન પાછળ પહોંચી ગયો. મેં આસપાસ નજર નાખીને જોયું તો બધું ચોમેર ઊજળું ને ચકચકતું દેખાતું હતું. ઝાંખું અજવાળું ને બરફ એ સિવાય બીજું કશું નજરે પડતું જ નહોતું મારા તો બીકથી હાંજા જ ગગડી ગયા. અલેસ્કા ગાડીમાં મારા પગ આગળ સૂતો હતો. તેની આખી પીઠ પર બરફનો જાડો થર પથરાઈ ગયો હતો. ઇગ્નાટ હિમ્મત હાર્યો નહોતો. તે હજી લગામ ખેંચતો, ઘાંટા પાડતો, ને પગ એકબીજા સાથે ખખડાવતો હતો. ઘંટડી પણ પહેલાંના જેવા જ અદ્ભુત અવાજે વાગી રહી હતી. ઘોડા સહેજ ફૂંફાટા કરતા હતા, પણ પહેલાં કરતાં વધારે ધીમે દોડતા હતા ને અગાઉના કરતાં વધારે વેળા ઠોકર ખાતા હતા. ઇગ્નાટ ફરી કૂદીને બેઠો થયો, હાથનું મોજું હલાવવા લાગ્યો, ને

ફરી પાછો કૃત્રિમ સ્વરે ગાવા લાગ્યો. ગાયન પૂરું કરતા પહેલાં તેણે ગાડી થોભાવી, ગાડીના આગલા ભાગ પર લગામ નાખી દીધી, ને નીચે ઊતર્યો. પવન ભયાનક ઘુઘવાટા કરતો હતો. બરફ જાણે ડોયા-માંથી રેડાતો હોય એમ અમારા ડગલાની ચાળ પર પડતો હતો મેં પાછા ફરીને નજર કરી તો પેલી ત્રીજી ગાડી તો દેખાઈજ નહીં (તે ક્યાંક પાછળ પડી ગઈ હતી). બીજી ગાડી પાસે, બરફવાળા ધૂમસમાં મેં અમારા ઠીંગણા ડોસાને એક પગ પરથી બીજા પગ પર કૂદાકૂદ કરતો જોયો. ઈગ્નાટ ગાડીથી ત્રણેક ડગલાં દૂર ગયો. ત્યાં જઈ તેણે બરફમાં બેસી જઈ કમરપટો છોડ્યો, ને બૂટ કાઢી નાખ્યા.

'એ શું કરે છે?' મેં પૂછ્યું.

'મારે જરા અદલાબદલી કરવી જોઈએ; નહીં તો મારા પગ થીજીને લાકડું થઈ જાય.' કહી તે જેમ કરતો હતો તેમ કરવું તેણે ચાલ્યું રાખ્યું.

ટાઢ એવી સખત હતી કે એ શું કરે છે એ જોવાને મારાથી કોલર બહાર ડોક કાઢી શકાય એમ ન હતું. મેં ટટાર બેઠેબેઠે બ જુના ઘોડા તરફ જોયા કર્યું. એ ઘોડો થાકનો માર્યો એક પગ લાંબો કરીને પૂંછડું ઝાટકતો હતો, ને તેમ કરતાં તેને દર્દ થતું હોય એમ લાગતું હતું પૂંછડાને ગાંઠ વાળેલી હતી ને તે બરફથી ઢંકાઈ ગયું હતું. ઈગ્નાટે કૂદીને પોતાની બેઠક પર બેસતાં જે ખખડાટ કર્યો તેનાથી હું સજાગ થઈ ગયો.

'અત્યારે આપણે ક્યાં છીએ?' મેં પૂછ્યું. 'પરોડ પહેલાં આપણે ક્યાંય પહોંચીશું ખરા?'

'ફિકર ના કરશો. અમે તમને ત્યાં પહોંચાડી દઈશું,' એણે જવાબ દીધો. 'મેં આટલી ફેરબદલી કરી એટલે મારા પગને ઘણી વધારે હૂંફ વળી છે.'

આટલું કહી એણે ગાડી ચલાવી. ફરી ઘંટડીઓ વાગવા લાગી, ગાડી હેલા ખાવા લાગી, ને ગાડીનાં પાટિયાં નીચે પવન સૂસવવા લાગ્યો. અમે પાછા બરફના અફાટ સાગર પર તરવા લાગ્યા.

## ૧૦

મને ધસધસાટ ઊંઘ આવી ગઈ. અલેક્સાએ પગથી ઠેસ મારી મને જગાડ્યો ને મેં આંખ ઉઘાડી ત્યારે વહાણું વાઈ ચૂક્યું હતું. ટાઢ રાતના કરતાંયે વધારે વાતી હતી. હવે ઉપરથી બરફ પડતો નહોતો. પણ સખત સૂકો પવન હજુ ભૂકી જેવા બરફને મેદાનમાં ઉડાડતો હતો. ઘોડાની ખરીઓ ને ગાડીનાં પાટિયાં તળે એનું જોર વિશેષ હતું. અમારી જમણી બાજુ પૂર્વ દિશામાં આકાશ ઘેરાયેલું ને ભૂરાશ પડતા કાળા રંગનું હતું; પણ એમાં તેજની નારંગી રંગની ત્રાંસી સેરો વધારે ને વધારે સ્પષ્ટ દેખાતી હતી. માથા પર જે ધોળાં વાદળાં ઊડતાં હતાં તેને બીજા રંગની છાંટ હજુ માંડ લાગી હતી. ડાબી બાજુ તેજથી ઝગઝગાટ કરતાં, હળવાં વાદળાં ધીરેધીરે દોડતાં હતાં. ચારે તરફ નજર પહોંચે ત્યાં સુધી મેદાન પર ઊંડો બરફ પડ્યો હતો, ને તેના થર એક પર એક જામેલા બહુ સ્પષ્ટ દેખાતા હતા. કોઈ કોઈ ઠેકાણે ભૂખરા રંગના ટેકરા દેખાતા હતા; ને તેના પર ઝીણો, બટકણો, ભૂકી જેવો બરફ એકધારો ઊડતો હતો. ગાડી, માણસ કે જાનવર કોઈનાં પગલાં કે ચીલા જેવું કશું દેખાતું નહોતું. એ શ્વેત રંગના વિશાળ વિસ્તાર ઉપર પણ ગાડીવાનની પીઠની તથા ઘોડાઓની રૂપરેખા ને તેમના રંગ સ્પષ્ટ તરી આવતાં હતાં. ઇગ્નાટની ઘેરા ભૂરા રંગની ટોપીની કોર, તેનો કૉલર, તેના વાળ, ને તેના બૂટ સુદ્ધાં ધોળાં દેખાતાં હતાં. ગાડી બરફથી પૂરેપૂરી છવાઈ ગઈ હતી. ધોળા રંગના વચલા ઘોડાના જમણા પડખા પર ને માથા પરના વાળના ગુચ્છા પર બરફના જાડા થર જામ્યા હતા. એ બાજુના એ ઘોડામાંથી મારી તરફ જે ઘોડી હતી તેના પગ ઢીંચણ સુધી બરફથી ઢંકાઈ ગયા હતા; વાંકડિયા વાળવાળું ને પરસેવે રેબઝેબ થઈ ગયેલું તેનું પડખું બરફથી છવાઈ ગયું હતું; ને તેના પર બરફ થીજી જઈ તેની ખડબચડી પોપડી બાઝી ગઈ હતી. પેલું ફૂમતું હજુ ઊંચુંનીચું થતું હતું. એના એ ઝૂલવામાં તમારે જે તાલ કલ્પવો હોય તે કલ્પી શકાય એવું હતું.

ઘોડી પોતે એની એ જ ઢબે દોડતી હતી. માત્ર એના પેટમાં ખાડો પડી ગયો હતો, પેટ હાંફતું હતું, ને કાન નીચા નમી ગયા હતા, એ પરથી દેખાતું હતું કે એ કેટલી બધી થાકી ગઈ હશે. એક નવી વસ્તુ મારું ધ્યાન ખેંચ્યા વિના ન રહી. વર્સ્ટની * એક થાંભલી પરથી બરફ જમીન પર પડતો હતો. થાંભલીની નજીક જમણી બાજુ બરફ પવનથી ઊડીને ઢગલો વળ્યો હતો. પવન હજુ ઘુઘવાટા કરતો હતો, ને બટકણા બરફને એક બાજુથી બીજી બાજુ ઉડાડતો હતો. અમે આખી રાત એટલે કે પૂરા બાર કલાક એના એ જ ઘોડા વડે, કયાં જઈએ છીએ એ જાણ્યા વગર, મુસાફરી કરી હતી, ને છેવટે મુકામે આવી પહોંચ્યા હતા, એ જોઈ મને અતિશય આશ્ચર્ય થયું. અમારી ઘંટડી જાણે પહેલાં કરતાં વધારે પ્રસન્નતાથી રણકાર કરતી હોય એવો ભાસ મને થયો. ઈગ્નાટ હજુ ફરીફરી ઊડી જતા ડગલાને સરખો કરતો હતો, ને બૂમો પાડતો હતો. અમારી પાછળના ઘોડા ફૂંફાટા મારતા હતા; અને જે ગાડીમાં પેલો ડોસો ને ડાહ્યલો બેઠા હતા તે ગાડીની ઘંટડીઓ હજુ વાગતી હતી. પણ તે પછીની જે ત્રીજી ગાડીનો ગાડીવાન ઊંઘતો હતો તે ગાડી અમારાથી છૂટી પડી વગડામાં કયાંક આડે ચડી ગઈ લાગતી હતી. બીજો અડધો માઈલ ગયા ત્યાં જોયું કે બરફ પર ત્રણ ઘોડાની ગાડીનો ચીલો પડેલો તે હજુ તાજો હતો ને જરાક જ ભૂંસાઈ ગયો હતો. કયાંક કયાંક ગુલાબી રંગનાં લોહીનાં ટપકાં પડ્યાં હતાં; તે કદાચ ઘોડાના લોહીનાં હશે.

'અરે આ તો ફીલીપ આપણાથી એ આગળ નીકળી ગયો છે! કેવું કહેવાય આ તે!' ઈગ્નાટ બોલી ઊઠ્યો.

પણ અહીં રસ્તા પાસે બરફની વચ્ચોવચ એક નાનું ઘર એકલું દેખાતું હતું, ને ત્યાં કંઈક પાટિયું લગાડેલું હતું. ઘર લગભગ બારીઓના મથાળા સુધી ને છાપરા સુધી બરફથી છવાઈ ગયું હતું આ વીશીની પાસે ધોળા ઘોડાવાળી એક ગાડી ઊભી હતી. ઘોડાના

---

* વર્સ્ટ = ૩,૫૦૦ ફીટ.

ડગલાને પરસેવાથી કરચલી વળી ગઈ હતી. ઘોડા પગ લાંબા કરીને ઊભા તા, ને તેમનાં માથાં થાકનાં માર્યાં નીચાં નમી ગયાં હતાં. બારણા આગળ એક પાવડો પડ્યો હતો, ને બરફ ઉસેડીને જમા સાફ કરવામાં આવી હતી. પણ ધુત્રવાટા કરતો પવન હજુ છાપરા પરથી બરફને ઉડાડતો હતો ને તેને ઘૂમરી ખવડાવતો હતો.

અમારી ઘંટડીઓનો અવાજ સાંભળી એક ઊંચો, લાલબૂમ મોઢાવાળો ને રાતા વાળવાળો ખેડૂત હાથમાં વોડકા (દારૂ)નો જામ લઈને બહાર આવ્યો, ને તેણે બૂમ પાડીને કંઈક કહ્યું. ઇગ્નાટે મારી તરફ ફરી મારી પાસે થોભવાની રજા માગી. ત્યારે મેં પહેલી જ વાર એનો ચહેરો નિહાળીને જોયો.

૧૧

એના વાળ પરથી ને એનું કાઠું જોઈને મેં એવી કલ્પના કરી હતી કે એનો ચહેરો કાળાશ પડતો ને પાતળો હશે, ને નાક સીધું હશે. પણ ખરેખર એવું નહોતું. તેનો ચહેરો ગોળ ને હસમુખો હતો, ને નાક બહુ ચીબું હતું. મોઢું મોટું હતું. આંખો તેજસ્વી ને સહેજ ભૂરાશ પડતી હતી. તેનાં ગાલ ને ગળું રાતાં હતાં; જાણે તેના પર ફલાલીન ન ઘસી હોય. એનાં ભવાં, લાંબા ડોળા, ને દાઢી પર છવાયેલા સુંવાળા વાળ એ બધા પર બરફનો થર જામી જવાથી તે ભાગ ધોળોધબ દેખાતો હતો. અમારે જે સ્ટેશને જવાનું હતું તે હવે અડધો જ માઈલ દૂર હતું, એટલે અમે થોભ્યા.

'પણ જલદી કરજે હોં!' મેં કહ્યું.

'એક પળમાં આવ્યો,' કહી ઇગ્નાટ કૂદકો મારી નીચે ઊતર્યો, ને ચાલતો ફીલીપ પાસે ગયો.

'ચાલ આપણે ઉડાવીએ, ભઇલા,' કહી તેણે જમણા હાથ પરથી મોજું ઉતાર્યું; મોજું ને ચાબૂક બરફ પર ફેંકી દીધાં; ને ડોક ઊંચી કરી તેને અપાયેલો ગલાસ એકે સપાટે ગટગટાવી ગયો.

વીશીવાળો લશ્કરમાંથી ફારગ થયેલો કોઈ કોઝેક હશે. તે હાથમાં અડધી બાટલી લઈને આવ્યો.

'કોને આપું?' તેણે પૂછ્યું.

ઊંચો વાસીલી પાતળો, રતૂમડા વાળ ને બકરાના જેવી દાઢી-વાળો ખેડૂત હતો. ડાહ્યલો કદાવર બાંધાનો ને આછા વાળવાળો હતો. તેના રાતા ચહેરા પર ભરાવદાર દાઢી હતી. એ બંને જણે આગળ આવી અકકેક ગલાસ ચડાવ્યો. પેલો ઠીંગણો ડોસો પણ આ પીનારા પાસે ગયો, પણ એને દારૂ ન અપાયો; એટલે એ પાછો ગાડી પાછળ બાંધેલા એના ઘોડા પાસે ગયો, ને તેમાંના એકને પીઠ પર ને થાપા પર થાબડવા લાગ્યો.

આ ડોસાનો દેખાવ બરાબર મેં કલ્પેલો એવો જ નીકળ્યો: તે ઠીંગણો ને પાતળો હતો. તેનો ચહેરોસીસાના રંગનો હતો ને તેના પર કરચલી પડી હતી. તેની દાઢી બહુ આછી હતી, નાક નાનું ને અણીદાર હતું, અને દાંત ખવાઈ ગયેલા ને પીળા હતા. તેણે ગાડીવાનને પહેરવાની નવી ટોપી પહેરી હતી. પણ તેનો ડગલો મેલો ને જર્જરિત થઈ ગયેલો હતો. તેના પર ડામર લપેડાયેલો હતો, એક ખભા આગળ ફાટેલો હતો, તેની ચાળમાં કાણાં પડેલાં હતાં, ને તેનાથી તેના ઢીંચણ તથા હાથે કાંતેલા કાપડનું પાટલૂન ઢંકાતાં નહોતાં. પાટલૂન તેણે મોટા બનાતના બૂટમાં ખોસી દીધેલું હતું. તે પોતે બેવડ વળી ગયેલો હતો; તેની ચામડી પર કરચલી પડેલી હતી; તેનો ચહેરો ને તેના ઢીંચણ કાંપતા હતા; ને તે ગાડીની પાસે આમતેમ આંટા મારી શરીરમાં ગરમાવો લાવવાનો પ્રયત્ન કરતો હતો.

'આમ આવ, મિટ્રીચ, તારે પણ એક ગલાસ તો લેવો જોઈએ. તને હૂંફ વળશે ને સ્ફૂર્તિ આવશે,' ડાહ્યલો બોલ્યો.

મિટ્રીચનું મોઢું મચકોડાયું. તેણે એક ઘોડાનું પલાણ બરાબર બેસાડ્યું, જોતર સીધું કર્યું, ને મારી પાસે આવ્યો.

'સાહેબ,' કહેતાંકને તેણે ધોળા માથા પરથી ટોપી ઉતારી ને નીચા વળી નમન કર્યું. 'આપણે આખી રાત રસ્તો શોધવા સાથે

ભટકયા છીએ મને એક નાનો ગલાસ લેવા જેટલા પૈસા નહીં આપો ? ખરેખર, સાહેબ, આપની મહેરબાની જોઈએ ! મને શરીરમાં હૂંફ વળે એવું કશું મળ્યું નથી,' કહી તેણે સ્મિત કરી મને રાજી કરવાનો પ્રયત્ન કર્યો.

મેં એને પા રૂબલ (છએક આના) આપ્યો. વીશીવાળાએ વોડકાનો નાનો ગલાસ ભરી આણી ડોસાના હાથમાં આપ્યો. ડોસાએ હાથનું મોજું કાઢયું; એના પર જે ચાબૂક લટકાવેલો હતો તે ઉતાર્યો; ને પોતાનો નાનો, કાળો, ખડબચડો, ને કંઈક સીસાના રંગનો હાથ ગલાસ તરફ લંબાવ્યો પણ એના અંગૂઠાએ એનું કહ્યું કરવાની ના પાડી; જાણે અંગૂઠો એનો પોતાનો હોય જ નહીં. એનાથી ગલાસ પકડાયો નહીં. ગલાસ બરફ પર પડયો, ને વોડકા ઢોળાઈ ગયો.

ગાડીવાન બધા ખડખડાટ હસી પડયા.

'જુઓ, મિટ્રીચનો હાથ કેવો અકડાઈ ગયો છે ! એનાથી ગલાસ પણ પકડી શકાયો નહીં.'

મિટ્રીચને ગલાસ ઢોળાઈ ગયાનું ભારે દુઃખ થયું.

પણ પેલા લોકે એને માટે બીજો ગલાસ ભર્યો ને એના મોઢામાં રેડયો. ડોસો પલકવારમાં તાનમાં આવી ગયો. તે દોડીને વીશીમાં ગયો, ચુંગી સળગાવી, ખવાઈ ગયેલા પીળા દાંત દેખાડયા, ને બોલે બોલે ગાળ દેવા લાગ્યો. છેક છેલ્લો ગલાસ પિવાઈ રહ્યા પછી ગાડીવાનો ગાડીઓ પાસે આવ્યા, ને ફરી મુસાફરી શરૂ થઈ.

બરફની ધોળાશ ને તેનો ઝળકાટ વધ્યે જતાં હતાં. તેને લીધે તેના તરફ જોતાં આંખ અંજાઈ જતી. નારંગી રંગનાં રતાશ પડતાં કિરણની સેરો ઊંચી ને ઊંચી ચડતી હતી, તેનો ઝળકાટ વધ્યે જતો હતો, ને તે આકાશમાં આગળ ને આગળ ફેલાતી હતી. સૂરજનું રાતું બિંબ પણ ક્ષિતિજ પર ઝાંખાં ભૂરાં વાદળાંની આરપાર દેખાતું હતું. આકાશમાં તેજ વધ્યું, ને તેની ભૂરાશમાં વધારો થયો. ગામ પાસેના રસ્તા પર ગાડીના ચીલા સ્પષ્ટ દેખાય એવા ને

પીળાશ પડતા હતા. ક્યાંક ક્યાંક ખાડા આવે ત્યારે અમને હેલા લાગતા. એ આકરી, હિમવાળી હવામાં માણસને કંઈક ઓર લહેજત ને તાજગી મળે એવું હતું.

મારી ગાડી બહુ જ ઝપાટાભેર ચાલી. વચલા ઘોડાનું માથું, ને તેની ગરદન પર ફફડતી ગુચ્છાદાર કેશવાળી, એક બાજુથી બીજી બાજુ ઝૂલતાં હતાં. તેની ખાસ ઘંટડીની લાળી હવે તેના ઘુમટ જોડે અથડાતી નહોતી પણ સહેજ ઘસાતી હતી. બે બાજુના બે સરસ ઘોડા ઉત્સાહભેર કૂદતા હતા; ને ફૂમતું છેક ઘોડાના પેટ નીચેથી ઉપલી ડલ્લી સુધી ઊછળતું હતું. ક્યારેક બાજુના ઘોડામાંથી એકાદ ઘોડો સીધા ચીલા પરથી બરફના વહેણમાં સરી પડતો; ને ચપળ-તાથી ઊભો થઈને પાછો ચીલા પર આવી જતો ત્યારે બરફ ગાડીમાં બેસનારની આંખોમાં ઊડતો. ઈગ્નાટ મોજથી બૂમો પાડતો હતો. સૂકો બરફ ગાડીનાં પાટિયાં નીચે ચરડ ચરડ બોલતો હતો. અમારી પાછળ બે ઘંટડીઓ વાગતી હતી તેના રણકારા થતા હતા, ને જાણે કંઈક ઉત્સવ હોય એવો ભાસ થતો હતો. દારૂ ચડાવીને બેઠેલા ગાડીવાનોના હોકારા હું સાંભળી શકતો હતો. મેં પાછળ નજર કરી. ભૂખરા રંગના ને ભરાવદાર વાળવાળા બાજુના ઘોડાએ એમની ડોક લંબાવેલી હતી. તેમનો શ્વાસ એકધારો ચાલતો હતો. તેમની લગામનાં ચોકડાં વાંકાંચૂકાં થઈ ગયાં હતાં, ને ઘોડા બરફ પર કૂદતા હતા. ફીલીપ ચાબૂક વીંઝતાં વીંઝતાં માથા પરની ટોપી સરખી કરતો હતો. ઠીંગણો ડોસો પહેલાંની પેઠે પગ બહાર લટકતા રાખીને ગાડીની વચ્ચોવચ્ચ પડ્યો હતો.

બે મીનીટ પછી મારી ગાડી, વળાઈને ચોખ્ખા થઈ રહેલા સ્ટેશનના દરવાજા આગળનાં પાટિયાં પર ઘસડાઈ. ઈગ્નાટે એનો બરફથી છવાયેલો, હસતો, ને હિમની વાસવાળો ચહેરો મારી તરફ ફેરવ્યો.

'અમે આખરે આપને અહીં પહોંચાડ્યા ખરા, સાહેબ!' તેણે કહ્યું.

૨

# ત્રણ મૃત્યુ

## ૧

પાનખરનો વખત હતો. ધોરી રસ્તા પર બે ગાડી સપાટાબંધ જતી હતી. ઘોડા પૂરપાટમાં દોડી રહ્યા હતા. પહેલી ગાડીમાં બે સ્ત્રીઓ બેઠી હતી. એક શેઠાણી હતી; તે પાતળી ને ફીકી હતી. બીજી નોકર હતી; તે જાડી, લાલબૂમ ને ચળકતી હતી. તેને માથે જે ટોપી હતી તેનો રંગ ઊડી ગયેલો હતો; ને તેના ટૂંકા સૂકા વાળ ટોપી નીચેથી ખસી જતા હતા, તેને તે રાતા હાથ વડે ફરીફરીને સંકોરી સરખા કરતી હતી. હાથ પરનું મોજું ફાટી ગયું હતું. તેની ભરાવદાર છાતી પર ઊનની શાલ ઢાંકેલી હતી. આરોગ્ય એના અંગેઅંગમાં બોલી રહ્યું હતું. એની ચંચળ કાળી આંખો ક્યારેક બારી આગળથી સરી જતાં ખેતરો નિહાળતી; ક્યારેક ડરતી ડરતી શેઠાણી તરફ જોઈ લેતી; ને ક્યારેક બેચેન બની ગાડીના ખૂણા તપાસતી. તેના નાકની આગળ અભેરાઈએ ટિંગાડેલો, શેઠાણીનો ટોપ લટકતો હતો. તેના ખોળામાં એક ગલૂડિયું પડયું હતું. તેના પગ ગાડીમાં ખડકેલી પેટીઓ પર ટેકવેલા હતા, ને પેટીઓ પર અથડાતા તેનો ટપ ટપ અવાજ સંભળાતો. સાથે ગાડીઓની સ્પ્રિંગો ચૂં ચૂં કરતી, ને બારીઓનાં ચોકઠાં ખખડતાં, તેનો પણ અવાજ એમાં સૂર પુરાવતો.

શેઠાણીએ બે હાથ જોડીને ઢીંચણ પર રાખ્યા હતા. આંખો બંધ કરી હતી. પીઠ પાછળ તકિયા ટેકવ્યા હતા તેના પર તે ધીરે-ધીરે ઝોલાં ખાતી હતી. અવારનવાર સહેજ ભવાં ચડાવી, બહુ જ ધીરેથી ઉધરસ ખાતી. એને માથે નાની ધોળી ટોપી હતી; ને કોમળ સફેદ ગળા પર ભૂરો રુમાલ બાંધેલો હતો. સહેજ રતૂમડા, બહુ જ

આછા, ને ઓળેલા વાળમાં પાડેલો સીધો સેંથો ટોપી નીચે જરા-તરા દેખાતો હતો. એ પહોળા સેંથાની ચામડી સાવ ધોળી હતી; ને તે સૂકી હોઈ જાણે મરણનો આભાસ આપતી હતી. તેનાં અંગો નાજૂક ને રૂપાળાં હતાં, પણ ચામડી મેદથી ભરેલી ને કંઈક ફીકાશ પડતી હતી. છતાં તેના ગાલ પર ધાસણીના રોગીને હોય એવી લાલી હતી. હોઠ સૂકા ને વારંવાર ફરકતા હતા. પાંપણો આછા વાળવાળી ને સીધીસટ હતી. મુસાફરીમાં પહેરવાનો તેનો સુતરાઉ ડગલો સૂકી સપાટ છાતી પર ઢાંકેલો હતો. આંખો મીંચેલી હતી, છતાં મોઢા પર થાક, ચીડ, ને લાંબા કાળના દર્દનો ભાવ તરી આવતો હતો.

ગાડી પાછળની બેઠક પર એક નોકર બેઠેલો હતો, તે બેઠકના હાથા પર ટેકો દઈને ઝોકાં ખાતો હતો. ગાડીવાન મોટેથી બૂમો પાડી, ચાર મોટા ને પરસેવે નાહી રહેલા ઘોડાને સિસકારી રહ્યો હતો; અને પાછળની ગાડીનો ગાડીવાન એને બોલાવતો હતો તેના તરફ અવારનવાર નજર નાખતો હતો. રસ્તાની માટી ને ચાકવાળી સપાટી પર પૈડાંના પહોળા ને સમાંતર ચીલા એકધારા ને ઝપાટા-ભેર ફેલાતા હતા. આકાશ ધૂંધળું હતું. હવા ઠંડી હતી. ખેતરો ને રસ્તા પર ભીનું ઝાકળ જામી રહ્યું હતું. ગાડીની અંદર હવા બંધિયાર હોવાથી ઉકળાટ થતો હતો; અને કોલન વૉટર તથા ધૂળની વાસ આવતી હતી. માંદી શેઠાણીએ ડોક સહેજ ઊંચી કરી ધીરે રહીને આંખો ઉઘાડી. આંખો મોટી ને તેજસ્વી હતી.

'ફરી પાછું!' કહી, તેણે નોકરના ડગલાનો એક છેડો પગને સહેજ અડેલો હતો તે એના રૂપાળા, પાતળા હાથ વડે એકદમ ખસેડી નાખ્યો; ને દુઃખને લીધે મોઢું મચકોડ્યું. મત્રેશાએ બંને હાથ વડે ડગલો ભેગો કરી લીધો; મજબૂત પગ પર ઊભી થઈ; ને જરા દૂર જઈને બેઠી. તેનો તાજો ચહેરો પણ લાલચોળ થઈ ગયો. શેઠાણીએ પણ બંને હાથ બેઠક પર ટેકવી, ઊંચી થઈને સહેજ આઘી બેસવાનો પ્રયત્ન કર્યો; પણ શરીરમાં એટલી શક્તિ નહોતી. તેનું

મોઢું મચકોડાયું. ચહેરા પર કમજોર ગુસ્સા, દ્વેષ ને કટાક્ષનો ભાવ છવાઈ ગયો, તેને લીધે આખા ચહેરાની કળા ફરી ગઈ. ' મને જરા મદદ તો કર!......ના, ના, એવી ઉઠવેઠ ના કરતી! આટલું તો હું પોતે કરી શકીશ. પણ મહેરબાની કરીને તારી થેલીઓ કે બીજું કશું મારી પાછળ ન મૂકતી હોય તો!......ના, તું મને અડે નહીં એ જ સારું છે. મને કેમ અડાય ને કેમ ફેરવાય એ તને આવડતું તો છે નહીં!' કહી શેઠાણીએ આંખો મીચી દીધી. પાછી એકાએક પાંપણો ઉઘાડી નોકર સામે તાકીને જોઈ રહી. મત્રેશા એની સામે જોઈ નીચલો લાલચોળ હોઠ કરડવા લાગી. શેઠાણીની છાતીમાંથી ઊંડો નિસાસો નીકળ્યો, ને તે પૂરો થઈ રહે તે પહેલાં ખાંસી આવવા લાગી. તેણે નજર ફેરવી લીધી, મોઢું મચકોડયું, ને બંને હાથે જોરથી છાતીને પકડી રાખી. ખાંસી મટી એટલે ફરી પાછી આંખો મીંચી, ને સૂનમૂન બેસી રહી. બંને ગાડીઓ એક ગામડામાં દાખલ થઈ. મત્રેશાએ શાલ નીચેથી જાડો હાથ કાઢયો, ને છાતી પર ક્રૉસની નિશાની કરી.

'શું છે એ?' શેઠાણીએ પૂછયું.

'સ્ટેશન છે, બાઈ.'

'હું પૂછું છું તેં ક્રૉસની નિશાની શા માટે કરી?'

'અહીં એક દેવળ છે, બાઈસાહેબ.'

માંદી શેઠાણીએ બારી તરફ નજર કરી; અને ગામડાના જે મોટા દેવળ પાસેથી ગાડી પસાર થતી હતી તેના તરફ મોટી આંખો ફાડીને જોઈ રહી.

બંને ગાડી સ્ટેશન આગળ થોભી. પાછલી ગાડીમાંથી માંદી બાઈનો વર અને ડાકટર ઊતરી પડયા, ને આગલી ગાડી પાસે આવ્યા.

'કેમ લાગે છે?' કહી ડાકટરે નાડી પર હાથ મૂકયો.

'કેમ લાગે છે તને? થાક તો નથી લાગ્યો ને?' શેઠે ફ્રેન્ચમાં

પૂછયું. 'જરા ઊતરીને બહાર નથી આવવું?'*

મત્રેશા પોટલાં ભેગાં કરી એક ખૂણામાં દબાઈને બેઠી, જેથી આ લોકોની વાતમાં ખલેલ ન પડે.

'ખાસ કંઈ નથી. છે એવું ને એવું જ છે,' શેઠાણીએ કહ્યું. 'મારે નથી ઊતરવું.'

ધણી જરા વાર ઊભો રહી સ્ટેશનના મકાનમાં ગયો. મત્રેશા પણ ગાડીમાંથી કૂદી પડી, ને પગની આંગળીઓ પર ચાલતી ચાલતી ધૂળમાં થઈને દરવાજામાં પેઠી

'હું માંદી છું એટલા માટે તમારે કંઈ ભૂખ્યા રહેવાની જરૂર નથી!' ગાડીની બારી પાસે ડાકટર ઊભો હતો તેને શેઠાણીએ સહેજ મોં મલકાવીને કહ્યું.

ડાકટર ગાડી પાસેથી ધીરે પગલે ગયો ને કૂદકા મારતો સ્ટેશનનાં પગથિયાં ચડી ગયો એટલે તરત શેઠાણી મનમાં કહેવા લાગી: 'મારો તો કોઈ ભાવ જ પૂછતું નથી. એ સહુ સાજાં છે, એટલે એમને પરવા નથી. હે મારા પ્રભુ!'

'કેમ, ડાકટર?' ડાકટર મળ્યો એટલે મોં મલકાવીને, હાથ ઘસતાં ઘસતાં, શેઠે કહ્યું. 'મેં ખાણાનો કરંડિયો અહીં લાવવાનું કહ્યું છે. તમને શું લાગે છે?'

'સો ટચની વાત,' ડાકટરે જવાબ દીધો.

'કેમ, એને કેમ છે?' શેઠે નિસાસો નાખી, ધીરે અવાજે પૂછયું, ને ભવાં ચડાવ્યાં.

'મેં તો તમને કહ્યું છે. મેરીબહેન ઇટલી પહોંચી શકવાનાં નથી—ભગવાન કરે ને આવી હવામાં મોસ્કો પહોંચી જાય તોયે ઘણું છે.'

'પણ આપણે શું કરીએ? હે ભગવાન! હે મારા પ્રભુ!'

* રશિયામાં એ કાળે ભદ્રલોકમાં માંહોમાંહે ફ્રેન્ચમાં વાત કરવાનો રિવાજ હતો; ને એમાં શિષ્ટતા ગણાતી.

કહી શેઠે હાથ વડે આંખો ઢાંકી દીધી. ખાવાનો કરંડિયો લાવનાર માણસને કહ્યું: 'લાવ અહીંયાં!'

'એમણે ઘેર જ રહેવું જોઈતું હતું,' કહી ડાકટરે ખભા ચડાવ્યા.

'પણ હું શું કરું?' શેઠ બોલ્યા. 'તમે તો જાણો છો મેં એને ઘેર રાખવાને બધા ઉપાય અજમાવ્યા. ખરચની વાત કરી. છોકરાંને પાછળ મૂકી જવાં પડશે ને તે હેરાન થશે એ કહ્યું. મારા વેપારને કેવો ધક્કો લાગશે એનું પણ વર્ણન કર્યું. પણ એણે એકે વાત સાંભળી નહીં. એ તો જાણે સાજી ન હોય એમ પરદેશમાં કેવી રીતે રહેવું એની યોજનાઓ ઘડે છે. એની સ્થિતિ વિષે સાચી વાત કહીએ તો હાથે કરીને એને મારવા જેવું થાય.'

'મરી તો એ ચૂકેલાં જ છે — એ તમારે સમજવું જોઈએ, વાસીલી શેઠ. માણસ ફેફસાં વિના જીવી શકતું નથી; ને ફેફસાં કંઈ નવાં ઊગવાનાં નથી. બહુ દુઃખની વાત છે. ખરેખરું વસમું કામ છે. પણ કરાય શું? મારું ને તમારું કામ તો એટલું જ છે કે એમનો આખરકાળ શાન્તિમાં જાય એવી તજવીજ કરવી. એને માટે તો પાદરી જોઈએ.'

'ઓ મારા પ્રભુ! મારી કેવી દુર્દશા! મારે એને વીલની યાદ દેવી પડશે! ચાહે તે થાય, પણ એ વાત મારાથી એની આગળ થઈ શકવાની નથી. તમે તો જાણો છો એ કેવી ભલી છે...'

'છતાં રસ્તા ગાડી ચાલવા જેવા થાય ત્યાં સુધી થોભી જવા એમને સમજાવી જુઓ,' ડાકટરે માથું હલાવીને કહ્યું. 'નહીં તો કદાચ મુસાફરીમાં જ કંઈક માઠો બનાવ બની જશે.'

'અક્ષુ, અલી ઓ અક્ષુ!' ની રાડો પાડતાં સ્ટેશન માસ્તરની છોકરીએ બંડી માથા પર નાખી, ને કાદવવાળા પાછલા ઓટલા પર પગ પછાડ્યા. 'અલી આવે છે કે? ચાલ પેલી શેઠાણીને જોવા જઈએ. કહે છે કે એની છાતીમાં રોગ છે તેને માટે પરદેશ લઈ જાય છે. ખઈરાળાં માણસ કેવાં દેખાતાં હશે એ મેં તો કદી જોયું નથી!'

છોકરી કૂદીને ઊમરા પર ચડી; ને બંને છોકરીઓ એકબીજાના હાથ પકડી દરવાજા બહાર દોડી. પછી ધીમે પગલે ગાડી આગળથી પસાર થઈ, ને ખુલ્લી બારીમાં ડોકિયું કર્યું. શેઠાણીએ એમના તરફ મોં તો કર્યું, પણ એમનું કુતૂહલ જોઈ ભવાં ચડાવ્યાં ને નજર ફેરવી લીધી.

'મા—રે!' કહી સ્ટેશન માસ્તરની છોકરીએ એકદમ નજર ફેરવી લીધી. 'બાઈ કેવી રૂપાળી હશે, ને હવે કેવી થઈ ગઈ છે! બહુ ભયંકર કહેવાય. તેં જોયું કે નહીં, અક્ષુ?'

'હા, કેવી સુકાઈ ગઈ છે!' અક્ષુએ સૂરમાં સૂર પુરાવતાં કહ્યું. 'ચાલ આપણે ફરી જઈને જોઈએ. જાણે કૂવે જતાં હઈએ એવો દેખાવ કરીશું. જો, એણે મોઢું ફેરવી લીધું; ને મેં તો એને પૂરી જોઈ પણ નહીં. કેવી દુઃખની વાત કહેવાય, માશા!'

'હા, ને કેવો કાદવ છે!' માશાએ કહ્યું, ને બંને જણી દરવાજામાં થઈને દોડી.

'મારો દેખાવ નક્કી ભયંકર લાગતો હશે. હું જલદી જલદી પરદેશ પહોંચી શકું તો કેવું સારું થાય! હું ત્યાં ઝપાટાબંધ સાજી થઈ જાઉં.'

'હવે કેમ છે તને?' કહી પતિ એની પાસે આવ્યો. મોઢામાં ચાવવાનું તો હજુ ચાલુ હતું.

શેઠાણીએ વિચાર કર્યો: 'હંમેશાં એનો એ જ સવાલ. ને પોતે તો આરોગે છે.'

'ઠી—ક,' તેણે ભીડેલા દાંતમાંથી ગગણતો જવાબ દીધો.

'તું જાણે છે, વહાલી, મને બીક છે કે આવી હવામાં મુસાફરી કરીને તું વધારે માંદી પડશે. ડાકટર પણ એમ જ કહે છે. આપણે પાછાં ફરીએ તો સારું એમ તને નથી લાગતું?'

બાઈએ ક્રોધભર્યું મૌન ધારણ કર્યું.

'હવા કદાચ સુધરશે, ને રસ્તા ગાડી ચાલે એવા થશે. એટલા વખતમાં તને જરા સારું પણ થશે. ને આપણે બધાં સાથે જઈશું.'

'માફ કરો હવે. આટલા દહાડા તમારું કહેવું ન સાંભળ્યું હોત તો અત્યારે હું કંઈ નહીં તો બર્લીન પહોંચી હોત, ને સાવ સાજી થઈ ગઈ હોત.'

'પણ શું થાય, મારા બુલબુલ? તું જાણે છે કે તું કહે છે એ કોઈ ઉપાયે થઈ શકે એમ નહોતું. પણ તું જો હજુ એક મહિનો થોભી જાય તો તારી તબિયતમાં સારો સુધારો થાય, મારું કામ પતી જાય, ને છોકરાંને પણ આપણી સાથે લઈ જવાય.'

'છોકરાં સાજાં છે, પણ હું સાજી નથી.'

'પણ તું એટલું તો સમજ, વહાલી, કે આવી હવામાં રસ્તે તારી તબિયત બગડી તો......કંઈ નહીં તો પોતાના ઘરનું આંગણું તો ખરું!'

'શું કરું ઘરના આંગણાને?......ઘેર મરવું, એમ જ ને?' કહેતાં કહેતાં શેઠાણીનો પિત્તો ઊછળી આવ્યો. પણ 'મરવું' એ શબ્દથી તે બી ગઈ હોય એમ લાગ્યું. તેણે પતિ સામે નજર નાખી; જાણે એને વીનવતી ને પૂછતી ન હોય. શેઠ માથું નીચું કરી ચૂપચાપ ઊભો રહ્યો. શેઠાણીનું મોઢું એકદમ બાળકની પેઠે પહોળું થયું, ને તેના ગાલ પર આંસુની ધારા ચાલી. પતિએ રુમાલથી મોઢું ઢાંકી દીધું, ને ધીરે પગલે ગાડી આગળથી ચાલ્યો ગયો.

'ના, હું તો જઈશ જ,' કહી શેઠાણીએ આકાશ તરફ નજર નાખી, હાથ જોડ્યા, ને બહુ ધીરે અવાજે અસ્પષ્ટ શબ્દો ઉચ્ચાર્યા: 'હે પ્રભુ, આ શાને માટે?' બોલતાં બોલતાં તેનાં આંસુ વધારે જોરથી વહેવા લાગ્યાં. તેણે લાંબા વખત સુધી ભાવપૂર્વક પ્રાર્થના કરી. પણ તેની છાતી પહેલાંના જેવી જ દુખવી ચાલુ રહી. તેનો મૂંઝારો મટ્યો નહીં. આકાશ, ખેતર ને રસ્તો એ બધું હતું તેવું જ ભૂખરું ને ગમગીન હતું. પાનખરનું ધૂમસ ફેલાયેલું હતું, તે નહોતું ઘાડું થતું કે નહોતું પાતળું થતું. તે કાદવવાળા રસ્તા પર,

છાપરાં પર, ગાડી પર, ને ગાડીવાનોના ઘેટાના ચામડાના ડગલા પર જામ્યું હતું. ગાડીવાનો મોટે ને પ્રસન્ન અવાજે વાતો કરતાં કરતાં પૈડાંમાં તેલ પૂરતા હતા ને ઘોડાને સાજ પહેરાવતા હતા.

## ૨

ગાડી તો તૈયાર થઈ, પણ ગાડીવાન હજુ રસળતો હતો. સ્ટેશન પર ગાડીવાનોની ઓરડી હતી ત્યાં ગયો હતો. ઓરડીમાં હવા ગરમ હતી, બાફ મારતો હતો, ને અંધારું હતું. ભઠ્ઠીમાં શેકાતી રોટી, કોબીજ, ઘેટાંના ચામડાના ડગલા, ને માણસો એ બધાંની સખત દુર્ગંધ આવતી હતી. ઓરડીમાં કેટલાયે ગાડીવાન બેઠા હતા. રસોઇયણ ભઠ્ઠીમાં રોટી શેકતી હતી. ને ભઠ્ઠીને માથે એક માંદો માણસ ઘેટાનું ચામડું ઓઢીને પડ્યો હતો.

'થીઓડોરકાકા! કહું છું, એ થીઓડોરકાકા!' કહેતો કહેતો એક જુવાન ગાડીવાન ઓરડીમાં પેઠો. તેણે ઘેટાના ચામડાનો ડગલો પહેર્યો હતો, પટામાં ચાબૂક ખોસ્યો હતો, ને તે પેલા માંદા માણસને બૂમ મારીને બોલાવતો હતો.

'થીઓડોરનું શું કામ પડ્યું છે તારે, અલ્યા એદી?' બીજા એક ગાડીવાને પૂછ્યું. 'પણે તારી ગાડી તો ઊભી છે તારી વાટ જોતી.'

'મારે એમના બૂટ માગી લેવા છે; મારા સાવ ફાટી ગયા છે;' કહી જુવાને કપાળ પર છવાઈ ગયેલા માથાના વાળ ઊંચા કર્યા, ને પટામાં ખોસેલાં હાથનાં મોજાં સીધાં કર્યાં. 'કાકા ઊંઘી ગયા છે? કહું છું, થીઓડોરકાકા!' કહેતાંકને તે ભઠ્ઠી પાસે ગયો.

'શું છે?' એક નિર્બળ અવાજે જવાબ દીધો. એક પાતળા ને રાતી દાઢીવાળા ચહેરાએ ભઠ્ઠીના ઉપલા ભાગમાં દેખા દીધી. તેના પહોળા, સુકાયેલા, ફીકા ને વાળવાળા હાથે ખૂણિયાળા ખભાને ઢાંકનારા મેલા ખમીસ પર ડગલો ઓઢી લીધો.

'મને કંઈક પીવાનું આપ તો, પોરિયા........તારે શું જોઈએ છે?'

છોકરાએ પાણીનો જામ તેના હાથમાં આપ્યો. પછી કહે: 'જુઓ કાકા, મને લાગે છે તમારે આ નવા બૂટ હવે નહીં જોઈએ. તો મને કેમ ન આપી દો? હું નથી ધારતો તમે હવે હરીફરી શકો.'

માંદા માણસે થાકી ગયેલું માથું ચળકતા જામ સુધી નીચું કર્યું, આછી મૂછ ડહોળા પાણીમાં ડૂબવા દીધી, ને આસ્તે આસ્તે પણ તરસ્યા માણસની પેઠે પાણી પીધું. એની દાઢીનાં જટિયાં મેલાં હતાં. ઊંડી ઊતરી ગયેલી આંખે ઝાંખ વળેલી, એટલે સામે ઊભેલા છોકરાનું મોં બરાબર સૂઝતું નહોતું. પાણી પી રહ્યો એટલે તેણે ભીના હોઠ લૂછવાને હાથ ઊંચો કરવાનો પ્રયત્ન કર્યો; પણ હાથ ઊંચો થયો નહીં, એટલે ડગલાની બાંય વડે હોઠ લૂછી નાખ્યા. તે કંઈ બોલ્યો નહીં. નાક વડે જોરથી શ્વાસ લઈ તેણે છોકરાની આંખ જોડે આંખ મેળવી, ને શરીરમાંનું જોર ભેગું કર્યું.

'પણ કદાચ તમે બૂટ કોકને આપવાનું વચન દઈ ચૂકયા હશો,' છોકરો કહેવા લાગ્યો. 'વચનથી બંધાયા હો તો ભલે. બહાર ભેજ ઘણો છે, ને એમાં મારે કામે જવાનું છે, એટલે મને મનમાં થયું, "ચાલ તો ખરો જીવ, થીઓડોરકાકા પાસે બૂટ માગી જોઇએ; એમને હવે કંઈ બૂટની જરૂર પડવાની નથી." તમારે જોઈતા હોય તો બેલાશક કહેજો હોં, કાકા.'

માંદા ડોસાની છાતીમાં કંઈક ધડધડાટ ને ખળખળાટ થતો લાગ્યો. તે બેવડ વળી ગયો, ને ખાંસી ગળા સુધી આવીને અટકી ગઈ એટલે તેનો જીવ મૂંઝાવા લાગ્યો.

'એમને જ હવે બૂટની જરૂર પડવાની છે ને!' એકાએક રસોઇયણ, આખી ઓરડી સાંભળે એટલે મોટેથી બોલી ઊઠી. 'મહિનો થયાં ભઠીથી હેઠો પગ તો મૂક્યો નથી! જુઓને કેવા

હાંફે છે—મને તો એમનો ઘરેડો સંભળાય છે ને મનમાં કંઈનું કંઈ થઈ આવે છે. એમને હવે બૂટનું શું કામ છે? એમને કંઈ નવા બૂટ પહેરાવીને તો દફનાવવાના નથી. ડોસાનું આયખું હવે પૂરું થયું—આમ કહું છું એમાં પાપ હોય તો ભગવાન મને માફ કરે! જુઓને એમનો જીવ કેવો મૂંઝાય છે. એમને બીજી કોઈ ઓરડીમાં કે ક્યાંક લઈ જવા જોઈએ. કહે છે કે પેલા મોટા ગામમાં તો ઇસ્પિતાલ પણ છે. ભઠ્ઠીનો ઉપલો ખૂણો એ રોકી લે એ સારું કહેવાય?—એથી બીજું મારે તો કશું કહેવાનું નથી. મારી પાસે જગા જરાયે મળે નહીં, ને લોકો કહે છે ચોખ્ખાઈ રાખો. ચોખ્ખાઈ તે ક્યાંથી રાખું?'

'અલ્યા સરજી! ચાલ તો, બેસી જા તારી ગાડી પર. શેઠિયા લોક ક્યારના રાહ જુએ છે!' ગાડીવાનોના મુકાદમે બૂમ પાડી, ને બારણામાં ડોકિયું કર્યું.

સરજી તો જવાબની રાહ જોયા વિના જવાની તૈયારીમાં હતો, પણ માંદા ડોસાએ ઉધરસ ખાતાં ખાતાં તેના તરફ નજર કરીને એમ સૂચવ્યું કે મારે તને કંઈક જવાબ આપવો છે.

ખાંસી જરાક રોકાઈ ને પળનો વિરામ મળ્યો એટલે ડોસો કહે: 'મારા બૂટ લઈ જા, સરજી.' અને ઘોઘરે સાદે ઉમેર્યું: 'પણ જો, સાંભળ......હું મરી જાઉં પછી એક પથરો ખરીદીને મારી કબર પર ઊભો કરજે.'

'મોટો પાડ તમારો, કાકા. ત્યારે હું બૂટ લઈ જાઉં છું. ને પથરો જરૂર ખરીદીને ઊભો કરીશ.'

'અલ્યા છોકરાઓ, સાંભળો છો કે?' ડોસાએ મહામુસીબતે કહ્યું, ને પાછો બેવડ વળીને ખોં ખોં કરવા લાગ્યો.

'હા, કાકા, સાંભળીએ છીએ,' એક ગાડીવાને કહ્યું. 'જા, જઈને ગાડી પર બેસ, સરજી. પેલા મુકાદમ પાછા આવે. શિર્કીન શેઠાણી માંદાં છે એ તો જાણે છે તું.'

સરજીએ પોતાના મોટા બોખ જેવા ને સાવ ફાટી ગયેલા બૂટ કાઢ્યા ને એક બાંકડા તળે મૂકી દીધા. થીઓડોરકાકાના બૂટ એને બરાબર બેસી ગયા. તે પહેરી એ ગાડી પાસે ગયો. તેની આંખો તો પગ પર જ ચોંટી રહી હતી.

'કેવા સરસ બૂટ ! લાવ એને તેલ લગાડી દઉં,' એક ગાડીવાન બોલ્યો. તેના હાથમાં ગાડીની ધરીમાં ઊંજવાનું તેલ હતું. સરજીએ ગાડી પર ચડી રેન હાથમાં લીધી એટલે પેલા જોડીદારે પૂછ્યું : 'બૂટ કાકાએ મફતમાં જ આપી દીધા ?'

'કેમ, તને અદેખાઈ આવે છે ?' કહી સરજી ઊંચો થયો, ને ડગલાની ચાળ પગ નીચે ખોસી દીધી. 'હાં, ચાલો ભઈલા ! ઉપાડો પગ, મારા રૂપલા !' કહી તેણે ઘોડાને ટકોર કરી, ને ચાબૂક ચમકાવ્યો; એટલે બંને ગાડીઓ, અંદરનાં ઉતારુ ને પેટી-પટારા સાથે, ભીના રસ્તા પર ચાલવા લાગી; ને પાનખરના ભૂખરા ધૂમસમાં અલોપ થઈ ગઈ.

પેલી હવા વિનાની ઓરડીમાં ડોસો ભઠ્ઠીના ઉપલા ભાગમાં પડી રહ્યો. ખાંસી કેમે કર્યે બંધ થઈ નહીં, એટલે પ્રયત્ન કરીને તેણે પડખું ફેરવ્યું ને ચૂપ થઈ ગયો.

સાંજે મોડા સુધી ઓરડીમાં જમવા આવનાર લોકોની અવરજવર ચાલુ રહી. માંદા માણસે કશો અવાજ કર્યો નહીં. રાત પડી એટલે રસોઇયણ ભઠ્ઠી પર ચડી, ને પોતાનો ઘેટાના ચામડાનો ડગલો લેવાને ડોસાના પગ પર ટેકો દઈ હાથ લાંબો કર્યો.

'મારા પર નારાજ ના થઈશ, નાટાસ્યા,' ડોસાએ કહ્યું. 'હવે થોડા જ વખતમાં હું તારો આ ખૂણો ખાલી કરી દઈશ.'

'બહુ સારું , બહુ સારું, એની શું કામ ચિન્તા કરો છો ?' નાટાસ્યા ધીમે રહીને બોલી. 'પણ તમને દરદ શું થાય છે ? કહો તો ખરા, કાકા.'

'મારું આખું શરીર અંદરથી ખવાઈ ગયું છે. ભગવાન જાણે શું છે તે !'

'મને લાગે છે તમને ખાંસી આવે છે ત્યારે ગળું દુખે છે, નહીં ?'

'એકેએક અંગ દુખે છે. મારું મોત આવ્યું છે—એ થયું છે. ઓ, ઓ, ઓ!' ડોસાએ ઊંહકારા કર્યા.

'પગ આમ ઢાંકી દો,' કહી નાટાસ્યાએ એને ડગલો ઓઢાડ્યો, ને ભઠ્ઠી પરથી નીચે ઊતરી.

ઓરડીમાં રાતનો દીવો ધીમો ધીમો બળતો હતો. નાટાસ્યા અને દસેક ગાડીવાન ભોંય પર કે બાંકડા પર ઊંઘતાં હતાં, ને જોરથી નસકોરાં બોલાવતાં હતાં. માંદો ડોસો ધીરે ધીરે ઊંહકારા કરતો હતો, ખોં ખોં કરતો હતો, ને ભઠ્ઠી પર પાસાં ઘસતો હતો. પરોડનો સુમાર થયે તે સાવ શાન્ત થઈ ગયો.

પહો ફાટવા આવ્યો ત્યારે ઝાંખા અજવાળામાં જાગીને આળસ મરડતાં નાટાસ્યા કહેવા લાગી: 'રાતે મને વિચિત્ર સ્વપ્ન આવ્યું. જાણે થીઓડોરકાકા ભઠ્ઠી પરથી ઊતર્યા ને લાકડાં ફાડવા ગયા. કહે: "નાટાસ્યા, ચાલ, તને મદદ કરું !" મેં કહ્યું: "તમે હવે લાકડાં શી રીતે ફાડી શકવાના ?" પણ એમણે તો કુહાડી લેતાંકને ફડાફડ લાકડાં ચીરવા માંડ્યાં, ને છોડિયાં ચારે પાસ ઊડવા લાગ્યાં. મેં કહ્યું: "આ શું કરો છો ? તમે તો માંદા હતા ને ?" તો કહે: "ના રે, હું તો સાવ સાજો છું." કહીને કુહાડી એવી વીંઝવા માંડી કે હું તો છળી ગઈ. મારાથી ચીસ પડાઈ ગઈ, ને હું જાગી ગઈ. કાકા મરી તો નહીં ગયા હોય ? થીઓડોરકાકા ! એ થીઓડોરકાકા !'

થીઓડોરે જવાબ વાળ્યો નહીં.

'કદાચ ખરેખર મરી ગયા હોય. લાવ જઈને જોઉં તો ખરો,' એક ગાડીવાન જાગીને કહેવા લાગ્યો.

રાતા વાળવાળો ડોસાનો પાતળો હાથ ભઠ્ઠી પરથી લટકતો હતો. તે ફીકો ને ટાઢોબોળ હતો.

'હું જઈ સ્ટેશન માસ્તરને કહી આવું,' ગાડીવાન બોલ્યો. 'મને લાગે છે ડોસા સ્વધામ પહોંચ્યા.'

થીઓડોરને કોઈ સગાં નહોતાં; તે બહુ આઘેના કોઈ ગામનો હતો. બીજે દિવસે લોકોએ તેને જંગલની પેલી પાર આવેલા નવા કબ્રસ્તાનમાં દફનાવ્યો. નાટાસ્યાએ ઘણા દિવસ સુધી પોતાના સ્વપ્નાની, ને થીઓડોરકાકા મરી ગયા એ શોધ પહેલી પોતે કર્યાની, વાત જે કોઈ મળ્યું તેની આગળ કરી.

૩

વસંતઋતુ બેઠી હતી. શહેરની ભીની શેરીઓમાં થઈને પાણીની નાની નદીઓ વહેતી હતી, ને થીજી ગયેલા ખાતરના ઢગલા વચ્ચે ખળખળાટ કરતી હતી. રસ્તા પર ચાલતા માણસોનાં કપડાંના રંગ ભભકદાર લાગતા હતા; ને તેમના અવાજ તીણા નીકળતા. બગીચાઓની વાડો પાછળ ઝાડ પરની કળીઓ ફૂલી રહી હતી; ને ઝાડની ડાળીઓ પવનની તાજી લહેરોમાં ઝૂલતી તેનો અવાજ સંભળાતો હતો. ઠેરઠેર મોતી જેવાં પારદર્શક ટીપાં બાઝીને નીચે પડતાં હતાં.........ચકલીઓ ચીંચી કરતી હતી, ને નાનકડી પાંખો વડે જેમતેમ ફફડતી હતી. શેરીની જે બાજુ પર તડકો પડતો હતો ત્યાં, વાડો, ઘરો ને ઝાડો પર એકેએક વસ્તુ હાલતી ને ચળકતી હતી. આકાશમાં, પૃથ્વી પર, ને માણસોનાં હૈયાંમાં બધે આનન્દ અને યૌવન વ્યાપી રહ્યાં હતાં.

ધોરી રસ્તા પર આવેલા એક મોટા ને શ્રીમંત ઘરની સામે શેરીમાં તાજું ઘાસ પાથરેલું હતું. એ ઘરમાં પરદેશ જવા અધીરી બનેલી પેલી શેઠાણીના જીવનની ઘડીઓ ગણાતી હતી.

તેના ઓરડાના બંધ બારણા આગળ શેઠ અને એક આધેડ બાઈ ઊભાં હતાં. સોફા પર એક પાદરી માથું નમાવીને બેઠેલો હતો; તેણે ઝભ્ભામાં કશુંક વીંટાળીને પકડી રાખ્યું હતું.

ઓરડાના એક ખૂણામાં માંદી શેઠાણીની ઘરડી મા માંદા માણસને ફેરવવાની ખુરસી પર પડી પડી ઠૂઠવો મૂકીને રોતી હતી. તેની પાસે એક નોકર હાથમાં ચોખ્ખો રુમાલ લઈને ઊભી હતી, ને રાહ જોતી હતી કે ડોસી રુમાલ માગે કે તરત આપું. બીજી એક બાઈ ડોસીના લમણા પર કશુંક ઘસતી હતી, ને તેની ટોપી તળે થઈને ધોળા વાળવાળા માથા પર ફૂંક મારતી હતી.

'ભગવાન ઈસુ તમને મદદ કરે, બહેન,' બારણા પાસે ઊભેલી આધેડ બાઈને શેઠે કહ્યું. 'એને તમારા પર અજબ શ્રદ્ધા છે. એની સાથે વાત કેમ કરવી એ તમે જાણો છો. એટલે તમે જાઓને, બહેન, એને ગમે તેમ કરીને પણ સમજાવો.' તે બારણું ઉઘાડવા જતો હતો, પણ શેઠાણીની બહેને રોક્યો; અનેકવાર રુમાલથી આંખો લૂછી, ને માથું ધુણાવ્યું.

'હું રડી હોઉં એવું હવે દેખાતું હોય એમ મને નથી લાગતું,' કહી તેણે જાતે બારણું ઉઘાડ્યું, ને ઓરડામાં ગઈ.

શેઠનું મન બહુ જ વિહ્વળ દશામાં હતું. તેની બેચેનીનો પાર નહોતો. તે ડોસી તરફ ગયો તો ખરો, પણ થોડાં ડગલાં બાકી રહ્યાં ત્યાંથી જ પાછો વળ્યો, ઓરડામાં આમતેમ ફર્યો, ને પાદરી પાસે ગયો. પાદરીએ એની સામે નજર નાખી, ભવાં ચડાવી આકાશ તરફ જોયું, ને નિસાસો નાખ્યો. તે વેળા એની જાડી ને સહેજ-સાજ ધોળી દાઢી પણ ઊંચી થઈ, ને નીચી બેઠી.

'હે ભગવાન, હે મારા પ્રભુ!' શેઠે કહ્યું.

'શું કરાય?' કહી પાદરીએ નિસાસો નાખ્યો; ને ફરી પાછાં એનાં ભવાં ને દાઢી ઊંચાંનીચાં થયાં.

'એની મા પણ અહીં છે!' શેઠે જાણે સાવ નિરાશ થઈને કહ્યું. 'એનાથી એ સહન થવાનું નથી. તમે જાણો છો એને મા પર એટલું બધું હેત છે.........મને કશી ગમ પડતી નથી! તમે એની માને દિલાસો આપીને ઘેર જવા ન સમજાવો?'

પાદરી ઊઠીને ડોસી પાસે ગયો.

'ખરું છે. માના હૈયામાં શું થતું હશે એ કોઈ સમજી ન શકે,' તેણે કહ્યું. 'પણ ભગવાન તો દયાળુ છે.'

ડોસીના ચહેરા પર એકાએક વ્યાકુળતા ફેલાઈ ગઈ, તેની આંખો ચકળવકળ થવા માંડી, ને તેને બહુ જ સખત હેડકી આવવા લાગી.

'ભગવાન તો દયાળુ છે,' હેડકી જરા અટકી ને ડોસી કંઈક શાન્ત પડી એટલે પાદરી કહેવા લાગ્યો. 'મારા પરગણાની જ એક બાઈની વાત કહું. એની સ્થિતિ તો મેરીબહેનના કરતાં ઘણી ખરાબ હતી. પણ એક સાદા વેપારીએ એને વનસ્પતિનાં કંઈક ઓસડ આપીને જોતજોતામાં સાજી કરી. એ વેપારી હજુ પણ મોસ્કોમાં છે. મેં વાસીલી શેઠને વાત કરી છે — આપણે એની દવા કરી જોઈશું........કંઈ નહીં તો બહેનના મનને તો આસાએશ લાગશે. પ્રભુ તો જે ધારે તે કરી શકે છે.'

'ના, એ જીવવાની નથી,' ડોસીએ કહ્યું. 'ભગવાન મારે બદલે એને લઈ જાય છે.' આટલું કહેતાંમાં હેડકી એટલી તો વધી પડી કે એને મૂર્છા આવી ગઈ.

શેઠે આ જોઈ હાથ વડે મોઢું ઢાંકી દીધું, ને ઓરડામાંથી બહાર જતો રહ્યો.

ચાલીમાં એને સૌથી પહેલો એનો છ વરસનો છોકરો મળ્યો. તે એની નાની બહેનની પાછળ પૂરજોશમાં દોડતો હતો.

'આપ છોકરાંને એમની મા પાસે લઈ જવાનું નહીં ફરમાવો?' આયાએ પૂછ્યું.

'ના, એ છોકરાંને જોવા નથી માગતી—જુએ તો એનું મન ઉશ્કેરાઈ જાય.'

છોકરો પળવાર થોભ્યો, ને પિતાના મોં સામે તાકીને જોઈ રહ્યો. પછી એણે પગ ઉછાળીને દોટ મૂકી, ને હરખથી બુમરાણ કરી મૂક્યું.

'એબી ઢોંગ કરે છે, બાપાજી, કે હું તો કાળો ઘોડો છું,' બહેન તરફ આંગળી કરીને તે બોલ્યો.

દરમ્યાન પેલા બીજા ઓરડામાં શેઠાણી પાસે એની બહેન બેઠી હતી, ને ચતુરાઈથી વાતચીત કરીને એનું મન મોતના વિચાર તરફ વાળવાનો પ્રયત્ન કરી રહી હતી. બીજી બારી પાસે ડાકટર દવાનું મિશ્રણ તૈયાર કરતો હતો.

સફેદ ઝભ્ભો પહેરીને સૂતેલી દર્દી ચોમેર તકિયાને અઢેલી પથારીમાં બેઠી હતી, ને ચૂપચાપ બહેન સામે જોઈ રહી હતી.

'ના, બહેન,' તે અણધારી વચ્ચે બોલી ઊઠી. 'ના, મને મોતના વિચાર માટે તૈયાર ન કરીશ. હું બાળક છું એમ ન માનતી. હું ખ્રિસ્તી છું. હું એ બધું સમજું છું. હું જાણું છું કે મારે હવે ઝાઝું જીવવાનું નથી. મને એ પણ ખબર છે કે મારા વરે મારું કહ્યું વહેલું સાંભળ્યું હોત તો હું અત્યારે ઇટલીમાં હોત, ને કદાચ —ના, ચોકસ—સાજી થઈ ગઈ હોત. એ વાત સહુએ એમને કહી હતી. પણ શું કરાય, બહેન? ભગવાનની જ એવી ઇચ્છા હશે. આપણે સહુએ ભારે પાપ કર્યાં છે. એ હું જાણું છું. પણ મને ભગવાનની દયા પર ભરોસો છે; એટલે હું માનું છું કે સહુને એમનાં પાપની ક્ષમા મળશે. હું મારી પોતાની સ્થિતિ સમજવા મથી રહી છું. મારે ઘણાં પાપોનો જવાબ દેવો પડવાનો છે, બહેન. પણ મારે દુઃખ પણ કેટલું બધું વેઠવું પડયું છે! હું ધીરજ રાખીને દુઃખ સહન કરવા મથું છું.........'

'તો હું પાદરીને બોલાવું, બહેન? પાદરી ધર્મક્રિયા કરશે પછી તને વધારે આરામ લાગશે.'

દર્દીએ માથું નીચું કરી સંમતિ દર્શાવી.

'હે ભગવાન, હું પાપી છું. મને માફ કર,' તે બહુ જ ધીમેથી બોલી.

બહેને બહાર જઈ પાદરીને આંખથી અણસારો કર્યો.

'એ તો દેવી છે!' તેણે બનેવીને કહ્યું, ને તેની આંખ ભરાઈ આવી. શેઠ તો ચોધાર આંસુ પાડવા લાગ્યો. પાદરી જોડેની ઓરડી-માં ગયો. ડોસી હજુ બેભાન હતી, ને ઓરડામાં બધું સુમસામ હતું. પાંચ મિનિટ પછી પાદરી બહાર આવ્યો; તેણે ઝભ્ભો ઉતાર્યો, ને વાળ સીધા કર્યા.

'ઈશ્વરકૃપાથી એમના મનને હવે શાન્તિ વળી છે, ને તમને મળવા માગે છે,' પાદરીએ કહ્યું.

દર્દીની બહેન ને શેઠ દર્દીના ઓરડામાં ગયાં. શેઠાણી મૂગી મૂગી રોતી હતી, ને એક મૂર્તિ સામે ટગરટગર જોઈ રહી હતી.

'તને મુબારકબાદી આપું છું, વહાલી,'[1] પતિએ કહ્યું.

'પાડ તમારો! હવે મને કેવું સારું લાગે છે! મારા મનમાં એવો હરખ થાય છે કે હું તે કહી શકતી નથી!' દર્દીએ કહ્યું. તેના પાતળા હોઠ પર આછું સ્મિત ફરકી રહ્યું. 'ભગવાન કેવો દયાળુ છે, નહીં? દયાળુ છે, ને સર્વશક્તિમાન છે!' ફરી તેણે ઉત્કંઠા ને આજીજીની નજરે મૂર્તિ સામે જોયું, ને તેની આંખો ભરાઈ આવી.

પછી એકાએક, જાણે કંઇક યાદ આવ્યું હોય એમ, તેણે પતિને નિશાની કરી ને પાસે આવવા સૂચવ્યું.

'હું કહું છું તે તમે કદી કરતા નથી...' તેણે નિર્બળ ને અસંતુષ્ટ અવાજે કહ્યું.

પતિ ડોક લાંબી કરી નમ્રભાવે તેનું કહેવું સાંભળી રહ્યો.

'શું છે, વહાલી?'

'મેં તમને કેટલીયેવાર કહ્યું નથી કે આ ડાકટરો કશું જાણતા નથી? કેટલીક સાદી બાઈઓ હોય છે. તેઓ માણસને અચૂક

---

૧. આ ધર્મક્રિયા કરાવનારને મુબારકબાદી આપવાનો રિવાજ રશિયામાં હતો.

સાજો કરે છે. પાદરીએ મને કહ્યું...એક વેપારી પણ છે......એને બોલાવો !'

'કોને, વહાલી?'

'હે પ્રભુ, તમારે કશું સમજવું જ નથી ને !'...દર્દીના ચહેરાની કળા ફરી ગઈ, ને તેણે આંખ મીંચી દીધી.

ડાકટરે આવી તેનો હાથ પકડ્યો. નાડી વધારે ને વધારે ધીમી પડતી હતી. ડાકટરે પતિ સામે જોયું. દર્દીએ એ જોયું, ને ભયભીત થઈને ચોમેર નજર નાખી. એની બહેન આવી ગઈ ને રોવા લાગી.

'કોઈ રડશો નહીં. તમે દુઃખી ના થશો, ને મને પણ ના કરશો,' દર્દીએ કહ્યું. 'મારી છેવટની શાન્તિમાં ભંગ ના પાડશો.'

'તું તો દેવી છે !' બહેને તેના હાથ પર ચૂમી લેતાં કહ્યું.

'ના, અહીં ચૂમી લે ! મરેલાં માણસને જ હાથ પર ચૂમી લે છે. હે પ્રભુ ! હે મારા નાથ !'

એ સાંજે દર્દીએ દેહ છોડ્યો. મોટા ઘરના સંગીતના ઓરડામાં એક કફનમાં શબને ગોઠવવામાં આવ્યું. એક પાદરી એકલો એ મોટા ઓરડામાં બેઠો બેઠો, ગૂંગણે ને એકસૂરે અવાજે, ડેવીડનાં સ્તોત્રોનો પાઠ કરતો હતો. મોટી ચાંદીની દીવીઓ પર મૂકેલી મીણબત્તીઓનું અજવાળું મડદાના ફીકા ભવા પર, મીણ જેવા બારે હાથ પર, ને કફનના ઓછાડ પર પડતું હતું. શબનાં ઢીંચણ ને પગનાં આંગળાં ઊપસી આવેલાં ને બિહામણાં દેખાતાં હતાં. પાદરી શબ્દોના અર્થ સમજ્યા વિના એક જ સૂરમાં સ્તોત્રો ગગડાવ્યે જતો હતો. ને એ શાન્ત નીરવ ઓરડામાં એના શબ્દો વિચિત્ર અવાજ કરતા ફેલાઇ જતા હતા. વચ્ચે વચ્ચે દૂરના ઓરડામાંથી બાળકોની બોલચાલ ને તેમના પગનો ખખડાટ સંભળાતાં હતાં.

સ્તોત્રમાં એક જગાએ કહેલું હતુંઃ 'તું તારું મુખ સંતાડી રાખે છે, એથી લોકો મૂંઝાઇ જાય છે. તું એમનો શ્વાસ હરી લે છે,

એટલે લોકો મરીને માટીમાં મળી જાય છે. તું એમના જીવને મોકલે છે, એટલે તેઓ જન્મ લે છે; અને તું ધરતીના પડને નવું રૂપ આપે છે. ભગવાનનો યશ સદાકાળ કાયમ રહેવાનો છે.'

શબનો ચહેરો કડક ને ભવ્ય દેખાતો હતો. એના સ્વચ્છ શીતળ ભવામાં કે સખત બીડેલા હોઠમાં જરાયે હાલચાલ નહોતી. તે જાણે સાવ એકાગ્ર થઈ ગઈ હોય એવો ભાસ થતો હતો. પણ એ અત્યારે પણ પેલા સ્તોત્રના આ ગંભીર શબ્દો સમજી હશે ખરી?

૪

મહિના પછી એ મૃતાત્માની કબર પર પથ્થરની એક છત્રી બંધાવા લાગી. પેલા ગાડીવાન ડોસાની કબર પર તો હજુયે પથરો મુકાયો નહોતો. કોઈ એક માણસ થઈ ગયેલો તે અહીં દટાયો છે એટલી નિશાની દેખાડનાર માત્ર એક માટીનો ઢગલો હતો, તેના પર આછું લીલું ઘાસ ઊગ્યું હતું એટલું જ.

સ્ટેશનની પેલી ઓરડીમાં એક દહાડો રસોઈયણ કહેવા લાગીઃ 'તું જો થીઓડોરકાકાની કબર પર પથરો નહીં ઊભો કરે તો તને પાપ લાગશે હોં, સરજી. આજ સુધી તો તું કહેતો હતો કે "શિયાળો છે, શિયાળો છે!" પણ તું હવે તારું વચન કેમ પાળતો નથી? તું જાણે છે હું સાક્ષી હતી તે. કાકાએ તને દેખા દઈને યાદ પણ દેવડાવી છે. હવે જો તું પથરો નહીં ખરીદે તો કાકો આવીને તારો ટોટો જ પીસી નાખશે. પછી તો તું જાણે.'

'હોય કે? હું કંઈ ફરી જતો નથી,' સરજીએ જવાબ આપ્યો. 'મેં કોલ આપ્યો છે એટલે પથરો તો ખરીદવાનો જ. એને માટે દોઢ રૂબલ પડે તોયે શું થઈ ગયું? હું ભૂલી નથી ગયો. લાવવાની જ ખોટી થાય છે. હવે શહેરમાં જઈશને, ત્યારે ખરીદી લાવીશ.'

'પણ કંઈ નહીં તો એક ક્રૉસ તો કબર ઉપર મૂક. એ તો મૂકવો જ જોઈએ. નહીં તો ખરેખર પાપ લાગશે તને,' એક ઘરડા

ગાડીવાને ટાપશી પૂરી. 'એના બૂટ તું પહેરે છે એ તો ખરું ને.'

'ક્રૉસ મને ક્યાંથી મળે? લાકડામાંથી કાપીને તો મારાથી તૈયાર ન કરી શકાય.'

'શી વાત કરે છે? લાકડામાંથી ક્રૉસ નહીં કાપી શકાય? લે કુહાડી ને સવારે વહેલો જા જંગલમાં. લાકડું કાપીને ક્રૉસ જરૂર બનાવાશે. નાનું એશ કે એવા કશાકનું ઝાડ કાપજે, એટલે એમાંથી ક્રૉસ બનશે...જંગલના રખેવાળને કદાચ દારૂ પાવો પડે. પણ દરેક નજીવી ચીજ માટે એનું મોં ભરવું પડે એ ન પોસાય. જોને મારા ખપાટિયાની ચીપ ભાગી ગઈ હતી, તે હું જઈને નવી લઈ આવ્યો, ને કોઈએ એક અક્ષરેય કહ્યો નહીં.'

બીજે દહાડે સવારે, પહો ફાટ્યો કે તરત, સરજી કુહાડી લઈને જંગલમાં ગયો.

ઝાકળનો ઠંડો ધોળો થર એકેએક ચીજ પર જામી ગયો હતો. તેને સૂર્યનાં કિરણ અડ્યાં નહોતાં; ને ઝાકળ હજુ પડ્યાં કરતું હતું. પૂર્વ દિશામાં બહુ જ ધીમે ધીમે અજવાળું વધતું હતું. તેના ઝાંખા તેજનું પ્રતિબિંબ આકાશના જે ભાગ પર હજુ વાદળાંનો પાતળો પડદો છવાયેલો હતો તેના પર પડતું હતું. જમીન પર ઘાસનું એકે તરણું, કે ઝાડની સૌથી ઉપલી ડાળીઓ પરનું એકે પાંદડું, હાલતું નહોતું. માત્ર અવારનવાર ઝાડવામાં પાંખોનો ફફડાટ થતો, કે જમીન પર કશાકનો ખખડાટ થતો, તેને લીધે જ જંગલની નીરવ શાન્તિમાં ખલેલ પડતી. એકાએક જંગલને એક છેડે કુદરતથી જુદી જાતનો, વિચિત્ર અવાજ ગાજી ઊઠ્યો, ને શમી ગયો. એવો જ અવાજ પાછો ફરી સંભળાયો; ને એક સ્થિર ઊભેલા ઝાડના મૂળ આગળ તાલભેર એનો એ અવાજ ફરીફરી થવા લાગ્યો. એક ઝાડનો ઉપલો ભાગ થરથર કાંપવા લાગ્યો; તેનાં રસદાર પાંદડાં બહુ જ ધીરે સાદે કંઈક કહેવા લાગ્યાં; ને એક ડાળ પર જે પંખી બેઠું હતું તે બેવાર સીત્કાર કરતું એક જગાએથી બીજી જગાએ ઊડ્યું, ને પૂંછડી હલાવતું બીજા ઝાડ પર જઈને બેઠું.

ઝાડના મૂળ પર પડતી કુહાડીનો અવાજ વધારે ને વધારે ધીમો આવવા લાગ્યો. ભીની સફેદ ચીરો ઝાકળવાળા ઘાસ પર વેરાવા લાગી; ને કુહાડીના ઘા ઉપરાંત એક ધીમો ચરેડાટ પણ સંભળાવા માંડ્યો. ઝાડનો આખો દેહ કાંપી ઊઠ્યો. ઝાડ નીચું નમ્યું ને પાછું ઊંચું થયું, ને ભયથી ધ્રૂજી ઊઠ્યું. ક્ષણવાર બધે શાન્તિ ફેલાઈ ગઈ. પણ ઝાડ પાછું નમ્યું; એના થડમાંથી કડડડ કરતો અવાજ આવ્યો; ડાળીઓ ભાંગી ગઈ; નાનાં ડાળાં લટકી રહ્યાં; ને ઝાડ પડ્યું, તેની સાથે તેનો છેક ઉપરનો ભાગ ભીની જમીનને અડ્યો.

કુહાડી ને પગલાંના અવાજ શાન્ત થઈ ગયા. પંખી કલરવ કરતું ઊંચે ઊડી ગયું. એની પાંખો ઝાડની એક ડાંખળી જોડે ઘસાઈ, એટલે ડાંખળી હાલી; ને પછી ડાંખળી ને તેના પરનાં પાંદડાં બંને ઝાડના બીજા ભાગોની પેઠે નીરવ બની ગયાં. આ ઝાડ પડવાથી જે જગા સાફ થઈ તેમાં પોતાની સ્થિર ડાળીઓની શોભાનું પ્રદર્શન કરવામાં બીજાં ઝાડને પહેલાં કરતાં વધારે આનન્દ આવવા લાગ્યો.

ઊગતા સૂરજનાં પ્રથમ કિરણો જાડા ચળકતા વાદળને ભેદી ઝગમગી ઊઠ્યાં, ને પૃથ્વી તથા આકાશ પર ફેલાઈ ગયાં. ખાડાખૈયામાં ધૂમસ પાણીનાં મોજાંની પેઠે કંપવા લાગ્યું. ઝાકળ ચમક ચમક કરતું લીલોતરી પર રમવા લાગ્યું. પારદર્શક વાદળાં વધારે ધોળાં બન્યાં; અને આકાશની ભૂરી કમાન પર ઝપાટાબંધ ફેલાઈ ગયાં. પંખીઓએ ઝાડીમાં બેઠે બેઠે પાંખો ફફડાવી; ને જાણે ગભરાયાં હોય એમ કશાક કારણસર આનન્દનો કલરવ કરી મૂક્યો. ઝાડનાં મથાળાં પર રસદાર પાંદડાં આનન્દ અને શાન્તિથી બહુ ધીરે સાદે ધુસપુસ કરવા લાગ્યાં. અને જે ઝાડ હજુ જીવતાં હતાં તેની ડાળીઓ પેલા મરેલા ને ભોંયભેગા થયેલા ઝાડ ઉપર ધીરેધીરે ને રુઆબભેર ડોલવા લાગી.

૩

# એક સાધુની જીવનકથા

## ૧

ઓગણીસમા સૈકાની ચાળીસીમાં પીટર્સબર્ગમાં એક આશ્ચર્યકારક ઘટના બની. એક દેખાવડો ઉમરાવનો દીકરો બાદશાહના અંગરક્ષક દળમાં અમલદાર હતો. તે બાદશાહ નિકોલસ ૧લાનો મુસાહિબ થશે ને રાજદરબારમાં મોટું પદ મેળવશે, એવી લોકવાયકા હતી. પણ એણે તો ઓચિંતી નોકરી છોડી દીધી; મહારાણીની માનીતી એક રૂપાળી છોકરી હતી તેની સાથે થયેલી સગાઈ તોડી નાખી; પોતાની નાની જાગીર બહેનને આપી દીધી; ને સાધુ થવા એક મઠમાં ચાલ્યો ગયો.

જે માણસો એના દિલની વાત જાણતા નહોતા તેમને આ ઘટના અવનવી ને અકળ લાગી. પણ પ્રિન્સ સ્ટીપન કાસાટ્સ્કીને પોતાને તો એ સાવ સહજ ને સ્વાભાવિક લાગી; ને આથી બીજું કંઈ કેમ કરી શકાત એ એની કલ્પનામાં જ ન ઊતર્યું.

તેનો બાપ લશ્કરી નોકરીમાંથી નિવૃત્ત થયેલો હતો. તે મરી ગયો ત્યારે સ્ટીપનની ઉંમર બાર વરસની હતી. દીકરાથી વિખૂટી પડતાં માને દુઃખ તો થયું, છતાં પતિએ જીવતાં કહી રાખેલું એટલે તેણે દીકરાને લશ્કરી કૉલેજમાં દાખલ કર્યો. તે પોતે એની દીકરી વર્વારાને સાથે લઈ પીટર્સબર્ગ રહેવા ગઈ. ત્યાં રહે તો દીકરાની નજીક રહેવાય, ને દીકરો રજામાં ઘેર પણ આવી શકે.

છોકરામાં હોશિયારી ને આત્મવિશ્વાસ બહુ ભારે હતાં, એટલે તેણે અભ્યાસમાં નામ કાઢ્યું. અભ્યાસમાં — ને ખાસ કરીને એને ગણિતનો બહુ શોખ હતો એટલે એ વિષયમાં — તેમજ કવાયતમાં ને ઘોડે બેસવામાં તે પહેલો નંબર રાખતો. તેની ઊંચાઈ અસાધારણ

હતી, છતાં તે રૂપાળો ને ચપળ હતો. એટલે તે આદર્શ વિદ્યાર્થી ગણાયો હોત. પણ એનો તીખો સ્વભાવ આડે આવતો હતો. તે બહુ સાચાબોલો હતો, ને બૈરાં કે દારૂની લતમાં સપડાયો નહોતો. પણ એના સ્વભાવનો એક જ દોષ એના બીજા સદ્‌વર્તન પર પાણી ફેરવતો. તેને કોઈ કોઈ વેળા પાર વિનાનો ગુસ્સો ચડતો; ને એવે વખતે તે મન પરનો કાબુ ગુમાવી બેસતો, ને જંગલી જાનવર જેવો બની જતો. એકવાર એક વિદ્યાર્થી એને ચીડવતો હતો તેને બારી-એથી ફેંકી દેતો રહી ગયો હતો. બીજે એક પ્રસંગે એવી જ રીતે તેણે મોટી આફત વહોરી લીધી હતી. વિદ્યાર્થીઓના રસોડા પર દેખરેખ રાખનાર અમલદાર પર ખાણાની આખી તાસક છુટ્ટી ફેંકી, ને પછી તેના પર તૂટી પડી તેને માર્યો. કારણ એ કે અમલદારે એનું વચન પાળ્યું નહોતું ને કંઈક હડહડતું જૂઠાણું કહેલું. એ તો સારું થયું તે કૉલેજના આચાર્યે આખી વાત દાબી દીધી ને પેલા અમલદારને રુખસદ આપી; નહીં તો સ્ટીપનને નીચલા વર્ગમાં જ જવા વારો આવ્યો હોત. અઢાર વરસ થતામાં તો તેણે કૉલેજનો અભ્યાસ પૂરો કર્યો, ને તેને બાદશાહના અંગરક્ષકોની અમીરી પલટણ-માં અમલદારની જગા મળી. તે મનથી બાદશાહને ખરેખર પૂજતો; ને પોતાની પૂરેપૂરી વફાદારી સાબિત કરવા કશાકનો — સર્વસ્વનો, પોતાના પંડનો પણ — ભોગ આપવાની તીવ્ર ઇચ્છા એના મનમાં હતી. તેણે મનમાં પ્રતિજ્ઞા લીધી હતી કે હું તન મન ધનથી મારા વહાલા ઝારની સેવા કરીશ.

એક ટેવ તેને છેક નાનપણથી હતી. જે કંઈ કામ તે હાથમાં લે તેમાં એવી સફળતા ને સંપૂર્ણતા મેળવવા મથે કે એ જોઈ લોકો તાજુબ થઈ જાય ને એને સાબાશી આપે. અભ્યાસ હોય કે લશ્કરી કવાયત હોય, તેમાં તે એવી તનતોડ મહેનત કરતો કે છેવટે સહુ તેની સ્તુતિ કરતું ને બીજાઓને એનો દાખલો આપતું. એક વિષય પર પ્રભુત્વ મળે એટલે તે બીજો હાથમાં લેતો, ને તેના અભ્યાસમાં

પહેલો નંબર મેળવતો. દાખલા તરીકે એને કૉલેજમાં જ એમ જણાયેલું કે મને ફ્રેન્ચ ભાષામાં બરાબર વાત કરતાં નથી આવડતું. એટલે તેણે મહેનત કરીને ફ્રેન્ચ પર એવો કાબુ મેળવ્યો કે છેવટે રશિયનના જેટલી જ સહેલાઈથી ફ્રેન્ચ બોલવા લાગ્યો. તે પછી શેતરંજ શીખ્યો, ને તેમાં ઉસ્તાદ ગણાવા લાગ્યો.

એને નામના મેળવવાની, ને નામના મેળવવા માટે કંઈક કરી બતાવવાની, આ જે ધૂન હતી તેને લીધે તેનું જીવન ભર્યું ભર્યું લાગતું. લશ્કરમાં અમલદારની જગા મળ્યા પછી તેણે એ ખાતાને વિષે લગભગ સંપૂર્ણ ગણાય એવું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન આદર્યો; ને થોડા જ વખતમાં આદર્શ અમલદાર તરીકે તેની ગણના થવા લાગી. પણ નિરંકુશ ને અમર્યાદ ક્રોધનો તેનો દોષ હજુ ગયો નહોતો. તેને લીધે તેણે અહીં નોકરીમાં પણ કેટલાંક એવાં કામ કર્યાં જેથી એને આગળ વધવામાં વિઘ્નો આવી પડ્યાં. પછી એકવાર એને ભદ્ર સમાજમાં વાતચીત કરતાં એવું ભાન થયું કે મારું સામાન્ય જ્ઞાન ઓછું છે. એટલે તેણે વાચન શરૂ કર્યું; ને પોતાની મુરાદ બર આણી. પછી અમીરવર્ગમાં માનપાન મેળવવાની ઇચ્છાથી તે સરસ રીતે નાચતાં શીખ્યો; ને થોડા જ વખતમાં શ્રીમંતોની બધી નાચ-પાર્ટીઓમાં ને તેમના બધા મેળાવડામાં એને નોતરું મળવા લાગ્યું. પણ એને એથી સન્તોષ થયો નહીં. એ તો બધે પહેલો નંબર લેવા ટેવાયેલો હતો. પણ એ કંઈ આ ભદ્ર સમાજમાં મળી શકે એમ હતું નહીં.

એ સમાજમાં પ્રવેશ કર્યા પછી એણે એ વર્ગની કોઈ સ્ત્રી સાથે સંબન્ધ બાંધવાનો નિશ્ચય કર્યો. એ ધારણા બહુ જલદી સફળ થઈ એ જોઈ એને પોતાને જ નવાઈ લાગી. પણ એને થોડા જ વખતમાં દેખાઈ આવ્યું કે એ જે મંડળોમાં ફરતો હતો તે સૌથી શ્રેષ્ઠ કોટિનાં નહોતાં; ને શ્રેષ્ઠ મંડળોમાં એને આવકાર મળતો ખરો, છતાં એનું ખરું સ્થાન એ મંડળોમાં નહોતું. એ લોકો એની સાથે વિવેકથી વર્તતા, પણ પોતાની આખી રીતભાતથી એમ દેખાડી

આપતા કે 'અમારી નાત જુદી છે, ને તમે એ નાતના નથી.' કાસાટ્સ્કીને તો છેક અંદરના મંડળમાં પ્રવેશ કરવાની તાલાવેલી હતી. એ માટે કાં તો તેણે બાદશાહનો મુસાહિબ બનવું જોઈએ—એ પદ મેળવવાની આશા તો તેને હતી; અથવા તેણે એ ઊંચા અમીરવર્ગમાં લગ્ન કરવું જોઈએ — તે કરવાનો તેણે નિશ્ચય કર્યો. દરબારની એક રૂપવતી રમણી પર તેની નજર ઠરી. એ સુંદરી આ શ્રેષ્ઠ વર્ગની હતી, એટલું જ નહીં પણ એ વર્ગના મોટામાં મોટા ને સૌથી પ્રતિષ્ઠિત માણસો એની સાથે મિત્રતા બાંધવા તલપાપડ થઈ રહેતા. એનું નામ હતું કાઉન્ટેસ કોરોટ્કોવા. સ્ટીપન કાસાટ્સ્કીએ એનું સંવનન શરૂ કર્યું. એમાં કેવળ પોતાની કારકિર્દીનો વિચાર નહોતો. એ યુવતી રૂપરૂપનો ભંડાર હતી, એટલે સ્ટીપન જોતજોતામાં એની સાથે પ્રેમમાં પડચો. પહેલાં તો એણે સ્ટીપન પ્રત્યે દેખીતું દુર્લક્ષ કર્યું; પણ પછી એકાએક એનો ભાવ બદલાયો, ને એની માએ સ્ટીપનને પોતાને ઘેર આગ્રહભેર નિમન્ત્રણ આપ્યું. સ્ટીપને માગું કર્યું તેનો તરત જ સ્વીકાર થયો. આવું સુખ જે સરળતાથી મળ્યું તે જોઈ તેને આશ્ચર્ય થયું. માદીકરી બંનેનું મારા પ્રત્યેનું વર્તન કંઈક વિચિત્ર ને અસાધારણ છે એમ તો એણે જોયું. પણ એ તો પ્રેમના આવેશમાં આંધળોભીંત થઈ ગયો હતો; એટલે જે વાતની આખા ગામને ખબર હતી તે એ પોતે કળી શકચો નહીં. જે યુવતીની સાથે તે પરણવાનો હતો તે આગલે વરસે બાદશાહ નિકોલસની રખાત બની ચૂકી હતી.

લગ્ન પહેલાં બે અઠવાડિયાં પર સ્ટીપન ગામડામાં સસરાનો બંગલો હતો ત્યાં ગયો. મે માસનો ગરમીનો વખત હતો. તે ને તેની ભાવિ પત્ની બગીચામાં ફરી આવીને વૃક્ષોની ઘટાદાર વનરાજિ નીચે એક બાંકડા પર બેઠાં હતાં. મેરીનો સફેદ મલમલનો પોશાક એના શરીર પર બહુ જ શોભતો હતો. તે જાણે નિર્દોષતા ને પ્રેમની સાક્ષાત્ મૂર્તિ હોય એવી દેખાતી હતી. કચારેક માથું

નીચું નમાવતી; ને ક્યારેક સામે ઊભેલા ઊંચા ને દેખાવડા પુરુષ તરફ નજર નાખતી. એ પુરુષ પણ એની જોડે અત્યંત કોમળતા ને સંયમથી બોલતો હતો; એની દૈવી વિશુદ્ધિ પોતાના કંઈક શબ્દ કે હાવભાવથી રખેને ખંડિત કે દૂષિત થાય એવી બીક એના મનમાં હોય એમ દેખાતું હતું.

એ જમાનામાં કેટલાક પુરુષો એવા હતા (એવા હવે જોવા મળતા નથી) જે ઇરાદાપૂર્વક પોતાના દુરાચારને ક્ષમ્ય ગણતા; ને તેમ કરતાં એમનું અંતર એમને જરાયે ડંખતું નહીં. પણ એ જ પુરુષો એવો આગ્રહ રાખતા કે અમારી સ્ત્રીઓ તો સાવ શુદ્ધ ને નિષ્કલંક હોવી જોઈએ, ને તેમનું ચારિત્ર કશી ખોડખાંપણ વિનાનું હોવું જોઈએ. પોતાના વર્ગની બધી કુમારિકાઓમાં એવું શુદ્ધ ચારિત્ર છે એમ તેઓ માનતા, અને એમ માનીને જ એ યુવતીઓ સાથે વર્તતા. અમને પોતાને તો ગમે તેમ વર્તવાની છૂટ છે, ને અમારામાં શિથિલતા હોય તેનો વાંધો નહીં, એમ એ પુરુષો માનતા એ વિચારમાં ઘણું અસત્ય હતું; ને એથી હાનિ પણ થતી. પણ સ્ત્રીઓને વિષે એ જૂના જમાનાના લોકોનો જે મત હતો તે સારો ને લાભદાયક હતો, એમ મારું માનવું છે. છોકરીઓ પોતાની એવી પૂજા થતી જોઈ ખરેખરી દેવીઓ બનવાનો પ્રયત્ન કરતી, ને તેમાં ઓછીવત્તી સફળતા પણ મેળવતી.

સ્ટીપનનો પણ સ્ત્રીઓ વિષે આવો જ મત હતો; ને એ જ નજરે તે મેરી તરફ જોતો. આજે એના મનમાં પ્રેમ વિશેષ ઊભરાઈ આવ્યો હતો છતાં એની પાછળ કામવાસના નહોતી. ઊલટું એના મનમાં તો જાણે કોઈ અલૌકિક ને અપ્રાપ્ય વસ્તુ વિષે હોય એવો, કોમળ આદરનો, ભાવ હતો.

તે મેરીની સામે ટટાર ઊભો રહ્યો. તેણે બંને હાથ તલવાર પર મૂક્યા હતા.

'માણસ કેટલો સુખી થઈ શકે છે એનો અનુભવ મને હવે જ

થયો છે! ને એ સુખ તેં જ આપ્યું છે,' કહી તેણે શરમથી મોં મલકાવ્યું.

આથી વધારે વહાલના શબ્દો આવી દેવીને કહેવાની સ્ટીપનની હિંમત ચાલતી નહોતી.

'તારે લીધે જ હું મારી જાતને ઓળખતો થયો છું. મેં ધારેલું એના કરતાં હું સારો છું, એમ હું હવે જોઈ શક્યો છું.'

'હું તો ક્યારની જાણતી હતી. તેથી તો હું તમને ચાહવા લાગી.'

નજીકમાં ક્યાંક બુલબુલે ટહૂકો કર્યો; ને પવનની એક ધીમી લહેરથી ઝાડનાં તાજાં પાંદડાં ખખડ્યાં.

સ્ટીપને મેરીનો હાથ લઈ તેના પર ચૂમી લીધી. તેની આંખમાં આંસુ આવ્યાં.

મેરી સમજી કે 'હું તમને ચાહું છું' એમ મેં કહ્યું તે માટે એ મારો આભાર માને છે. સ્ટીપને ચૂપચાપ આમતેમ થોડાંક ડગલાં ભર્યાં, ને પાછો જઈને મેરી પાસે બેઠો.

'તને ખબર છે......મારે તને એક વાત કહેવાની છે...... મેં તને ચાહવાનું શરૂ કર્યું ત્યારે મારું મન નિઃસ્વાર્થ નહોતું. મારે અમીરવર્ગમાં પ્રવેશ કરવો હતો. પણ પછી......મને તારી ઓળખ થઈ ત્યારે—તારી સરખામણીમાં એ વાત મારે મન સાવ નજીવી બની ગઈ. એને માટે તું મારા પર ગુસ્સે તો નથી થઈ ને?'

મેરીએ જવાબ ન દીધો, પણ માત્ર સ્ટીપનના હાથને સ્પર્શ કર્યો. સ્ટીપન સમજ્યો આનો અર્થ એ કે 'ના, હું ગુસ્સે નથી થઈ.'

'તેં કહ્યું......' આગળ બોલતાં તે ખમચાયો. મનમાં જે વાત ઘોળાઈ રહી હતી તે કહેવામાં તેને સાહસ લાગ્યું. 'તેં કહ્યું કે તું મને ચાહવા લાગી. એ હું ખરું માનું છું—પણ તારા મનમાં કંઈક આંટી રહી ગઈ છે, તેનાથી તને દુઃખ થાય છે, ને તારી લાગણી પ્રગટ થતી રોકાય છે. એ શી વસ્તુ છે?'

'હા — અત્યારે કહીશ તો કહેવાશે, પછી કદી નહીં કહેવાય,' મેરીએ વિચાર કર્યો. 'એમને ક્યારેક ખબર તો પડવાની જ છે. પણ એ હવે મને છોડી નહીં શકે. છોડે તો તો ભોગ જ મળ્યા !' તેણે સ્ટીપનની ઊંચી, ખાનદાન અને બળવાન કાયા સામે પ્રેમભરી નજરે જોયું. અગાઉ તેને ઝાર પ્રત્યે જેટલો પ્રેમ હતો તેના કરતાં વધારે પ્રેમ અત્યારે તેના મનમાં સ્ટીપન પ્રત્યે હતો; અને બાદશાહી ગૌરવનો સવાલ ન હોત તો તે સ્ટીપનને મૂકી બાદશાહને પસંદ ન કરત.

'સાંભળો ! મારાથી તમને છેતરી નહીં શકાય. તમને ખરેખરી વાત કહ્યા વિના મારાથી રહેવાશે જ નહીં. તમે પૂછો છો કે એ વસ્તુ શી છે? એ કે હું અગાઉ પ્રેમમાં પડી ચૂકી છું.'

ફરી એણે સ્ટીપનના હાથ પર હાથ મૂકી આજીજીનો ભાવ દર્શાવ્યો. સ્ટીપન ચૂપ રહ્યો.

'કોની સાથે એ તમારે જાણવું છે? બાદશાહ સાથે.'

'બાદશાહને વિષે તો આપણને સહુને પ્રેમ હોય છે. મને લાગે છે તું નિશાળમાં ભણતી ત્યારે......'

'ના, તે પછી. મને તે વખતે મોહ ઊપજેલો, પણ એ ઊડી ગયો......મારે તમને ખરી વાત કહેવી જોઈએ.'

'હા, પણ તેનું શું?'

'ના, એ માત્ર —' તેણે હાથ વડે મોઢું ઢાંકી દીધું.

'શું? તેં એમને દેહ સમર્પણ કરેલો?'

મેરી ચૂપ રહી.

'એમની રખાત?'

મેરીએ જવાબ ન દીધો.

સ્ટીપન કૂદકો મારીને ઊભો થયો, ને મેરીની સામે ઊભો રહ્યો. તેનાં જડબાં કાંપવા લાગ્યાં, ને તેના ચહેરા પરથી લોહી ઊડી ગયું. થોડા દિવસ પર બાદશાહ મળેલા ત્યારે સ્ટીપનને અભિનંદન આપેલું, એ પ્રસંગ એને યાદ આવ્યો.

'હે ભગવાન, મેં આ શું કર્યું? સ્ટીવા!'

'અડીશ નહીં, અડીશ નહીં, મને! અરે, મને કેટલું દર્દ થાય છે!'

તે મોઢું ફેરવીને ઘેર ચાલ્યો ગયો, ને માને મળ્યો.

'શું છે, દીકરા? હું......' દીકરાનું મોં જોતાં જ માની જીભ સિવાઈ ગઈ. સ્ટીપનના મગજ પર એકાએક લોહી ધસી આવ્યું હતું.

'તું જાણતી હતી, છતાં એ લોકની લાજ ઢાંકવા તેં મને આમળ ધર્યો! તું સ્ત્રી ન હોત તો......' પોતાની જબરદસ્ત મૂઠી ઉગામી તેણે ચીસ પાડી, ને ઘરમાંથી દોટ મૂકી.

એની ભાવિ પત્નીનો પ્રિયતમ કોઈ સાધારણ માણસ હોત તો સ્ટીપને એનો જીવ લીધો હોત. પણ આ તો એનો પોતાનો વહાલો ને માનીતો ઝાર હતો.

બીજે દહાડે એણે નોકરીમાંથી લાંબી રજા માગી, ને રાજીનામું પણ આપ્યું. કોઈ મળવા ન આવે તે માટે માંદગીનું બહાનું કાઢી તે 'દેશ'માં જતો રહ્યો.

ઉનાળો પોતાના ગામમાં કાઢી તેણે મિલકતની વ્યવસ્થા કરી લીધી. ઉનાળો પૂરો થયે તે પાછો પીટર્સબર્ગ આવ્યો નહીં, પણ એક મઠમાં ગયો ને ત્યાં જઈ વૈરાગીનું જીવન સ્વીકાર્યું.

માએ એને કાગળ લખીને વારવાનો પ્રયત્ન કરી જોયો. પણ એણે જવાબ આપ્યો કે 'આ તો ભગવાનનો આદેશ છે. એની આગળ બીજા વિચાર ગૌણ છે.' માત્ર એની બહેન એનો હેતુ સમજતી હતી, કેમકે તે પોતે ભાઈના જેટલી જ ગર્વિષ્ઠ અને માનપાનની ભૂખી હતી.

તેને થયું કે ભાઈ સાધુ થયો તેનું કારણ એ હતું કે જે લોકો એના ઉપરી ને એના કરતાં ઊંચા દરજ્જાના ગણાતા હતા તેમના કરતાં પણ એને ઊંચા ગણાવું હતું. એનું અનુમાન સાચું હતું. જે વસ્તુ પહેલાં સ્ટીપનને અને બીજાઓને બહુ જ અગત્યની લાગતી હતી

તેને વિષે તેણે સંસાર તજીને તુચ્છકાર પ્રગટ કર્યો. સંસારી લોકો કરતાં તેનું પદ ચડિયાતું ગણાયું. તે હવે પહાડની ટોચ પર ચડ્યો હતો. પહેલાં તે જેમની અદેખાઇ કરતો તેમના તરફ નીચી નજર કરી તે તિરસ્કાર દાખવી શકે એમ હતું.........પણ આ ઉપરાંત એક બીજો હેતુ પણ હતો. વર્ત્રોરાને ખબર નહોતી, પણ એના ભાઈમાં ગર્વ અને માનની ભૂખ સાથે સાચી ધર્મભાવના પણ હતી. મેરીને તેણે દેવીના જેવી વિશુદ્ધ અને નિષ્કલંક માનેલી. પણ એનો એ ભ્રમ ભાંગ્યો હતો, ને તેનાથી એને પારાવાર દુઃખ થયેલું. એને લીધે નિરાશા પણ ઊપજેલી. એ નિરાશા એને ક્યાં દોરી ગઇ? પ્રભુ પ્રત્યે. ઇશ્વરને વિષે જે શ્રદ્ધા એને બચપણમાં હતી તે સાવ ઊડી ગયેલી નહોતી.

૨

સ્ટીપન જે મઠમાં દાખલ થયો તે મઠનો મહંત ખાનદાન કુટુંબનો ને વિદ્વાન લેખક હતો. એ સંપ્રદાયમાં મઠના અધિપતિની આજ્ઞાનું કડક પાલન કરવાની પ્રથા હતી. સ્ટીપને ગુરુની આજ્ઞા માને એવી રીતે આ મહંતની આજ્ઞા માનવાનો નિશ્ચય કર્યો. અહીં મઠમાં પણ બહારની ને અંદરની સંપૂર્ણતા બને એટલી મેળવવાનો પ્રયત્ન તેણે આદર્યો; ને એમાંથી તેને સન્તોષ મળવા લાગ્યો. તે ઉપરાંત તે ઉદ્યમી, સંયમી, કહ્યાગરો ને નમ્ર હતો; વર્તન ને વિચાર બંનેમાં શુદ્ધ હતો; ને આજ્ઞાધારક હતો. ખાસ કરીને આ છેલ્લા ગુણને લીધે તેનો રસ્તો સરળ બની ગયો. આ મઠ રાજધાનીની પાસે હતો, ને ત્યાં લોકોનો અવરજવર ઘણો રહેતો, એ એને ગમતું નહીં, ને એને ઘણી લાલચો થઇ આવતી. પણ એ લાલચો તેના આજ્ઞાપાલનને લીધે દૂર થઈ જતી. તે કહેતો: 'દલીલ કરવાનું મારું કામ નથી. મારું કામ તો કહ્યું કરવાનું છે. ખડે પગે રહેવાનું, ગાવાનું, કે હિસાબ રાખવાનું એમાંથી જે કંઈ કરવાની આજ્ઞા થાય તે મારે

કરવું જ રહ્યું.' મહંતની આજ્ઞા માથે ચડાવવાને લીધે તેના મનમાં શંકા ઊઠવા જ પામતી નહીં. એવું ન હોત, તો મઠમાં થતી લાંબી ને એકસૂરી પ્રાર્થના, લોકોના અવરજવરની ધાંધલ, ને બીજા સાધુ-ઓના દુર્ગુણ જોઈને તેના મનને બહુ દુઃખ થાત. પણ એણે લીધેલા આજ્ઞાપાલનના વ્રતને લીધે તે આ બધું હરખભેર સહન કરતો, એટલું જ નહીં પણ એમાંથી તેને બળ અને આશ્વાસન મળતાં. તે કહેતો: 'એકની એક પ્રાર્થના દિવસમાં અનેકવાર સાંભળવાની જરૂર શા માટે હશે એ હું નથી જાણતો; પણ જરૂર છે એટલું જાણું છું. ને એ જાણું છું એટલે મને એમાંથી આનન્દ મળે છે.' મહંતે તેને કહ્યું કે જેમ શરીરને જીવતું રાખવા માટે ભૌતિક આહારની જરૂર હોય છે, તેમ આધ્યાત્મિક જીવન ટકાવવા માટે દેવળમાં થતી પ્રાર્થનારૂપી આધ્યાત્મિક આહાર જરૂરનો છે. એ વાત એણે ખરી માની. સવારની પ્રાર્થના માટે વહેલા ઊઠવું તેને કઠણ લાગતું, છતાં એ પ્રાર્થનાથી તેનું મન શાન્ત થતું ને તેને આનન્દ મળી રહેતો. આનું કારણ એ હતું કે તેના મનમાં નમ્રતાનો ભાવ હતો; અને સાથે એવી ખાતરી હતી કે મહંત જે કંઈ ઠરાવે તે યોગ્ય છે ને તે કરવાની મારી ફરજ છે.

તેનં મન ઉપરનો કાબુ વધારતા રહેવામાં જ નહીં, પણ ખ્રિસ્તીને શોભે એવા બધા સદ્‌ગુણો કેળવવામાં, રસ પડતો હતો. પહેલાં તો એ ગુણ કેળવવા સહેલા છે એમ એને લાગેલું. તેણે પોતાની જમીનજાગીર આખી બહેનને આપી દીધેલી, તેનો તેને જરાયે પસ્તાવો થતો નહોતો. હાથ નીચેના કે ઊતરતા દરજ્જાના લોકો સાથે નમ્રતાથી વર્તવાનું તેને સહેલું લાગતું, એટલું જ નહીં પણ તેમ કરવામાં ઉમંગ આવતો. કામ લોભ આદિ વિષય-વિકારો ઉપર તેણે સહેલાઈથી જીત મેળવી. મહંતે એને કામરિપુની સામે ખાસ ચેતવણી આપેલી. પણ સ્ટીપનના મનમાં કામવિકાર પેદા થતો નહોતો, એટલે તે આનન્દમાં હતો.

એના મનને સંતાપ કરાવનારી વસ્તુ એક જ હતી—મેરીનું

સ્મરણ. કેવળ એ સ્મરણ જ નહીં, પણ પોતાનો સંસાર કેવો રચાયો હોત તેનો આબેહૂબ ચિતાર એની નજર આગળ ખડો થતો. તેને આપોઆપ એક બીજી બાઈ યાદ આવતી. એ બાઈ બાદશાહની માનીતી હતી; પણ પાછળથી પરણેલી, ને બહુ સારી પત્ની ને માતા નીવડી હતી. એના પતિને ઊંચો હોદ્દો, લાગવગ ને માનપાન મળ્યાં હતાં; તેની સાથે ગુણિયલ ને જૂની વાતનો પસ્તાવો કરનારી ગૃહિણી પણ મળી હતી.

સ્ટીપનનું મન ઉમંગમાં હોય ત્યારે તેનું મન આવા વિચારોથી બેચેન થતું નહીં. એવે વખતે તેને એ વિચારો યાદ આવતા ત્યારે કેવળ એટલી નિરાંત વળતી કે હાશ, એ લાલચ દૂર થઈ ને હું બચી ગયો એ કેવું સારું થયું! પણ કેટલીકવાર એવી પણ પળો આવતી જ્યારે એનું અત્યારનું જીવન એકાએક ઝાંખું બની જતું. એવે વખતે એને પોતે સ્વીકારેલા નવા ધ્યેય પરથી આસ્થા ઊઠી જતી એમ તો ન કહેવાય; પણ એનું ભાન ન રહેતું, ને શ્રદ્ધા ડગુમગુ થવા માંડતી. અને ભયાનક વાત તો એ હતી કે એવે વખતે એને પોતાનું જૂનું જીવન યાદ આવતું, ને તે છોડીને સાધુવેશ લીધાનો પસ્તાવો થતો.

એ મનોદશામાં એને ઉગારનાર વસ્તુ એક જ હતી—આજ્ઞાપાલન અને કામ, ને તે ઉપરાંત પ્રાર્થના. એનો આખો દિવસ પ્રાર્થનામાં પસાર થતો. દેવળમાં થતી એ ઢબે તે પ્રાર્થના કરે. એ ભજનો ને સ્તોત્રો ગાય; પ્રાર્થના કરતી વેળા નીચો વળીને નમન કરે; હંમેશના કરતાં વધારે વખત પ્રાર્થના કરે; પણ એ બધી મોઢાની પ્રાર્થના હોય, ને એનો જીવ એમાં ન હોય. આવી સ્થિતિ એક દિવસ, કવચિત બે દિવસ, ચાલે; ને પછી આપોઆપ દૂર થઈ જાય. પણ એ દિવસો ભયાનક નીવડતા. સ્ટીપનને થતું કે હું મારા પોતાના કે ભગવાનના હાથમાં નથી, પણ કોઈક બીજી જ શક્તિના હાથમાં છું. એવે વખતે એને માટે એક જ રસ્તો રહેતો—મહંતનું

કહ્યું માનવું, ઇન્દ્રિયોને અંકુશમાં રાખવી, કશું નવું કામ ન ઉપાડવું, પણ માત્ર રાહ જોવી. એકંદરે આવો બધો વખત તે પોતાની નહીં પણ મહંતની ઇચ્છા અનુસાર જીવન ગાળતો. અને એ આજ્ઞાપાલનમાંથી તેને ભારે શાન્તિ મળી રહેતી.

આમ એણે પહેલા મઠમાં સાત વરસ કાઢ્યાં. ત્રીજા વરસની આખરે તેનું શિરોમુંડન કરવામાં આવ્યું, ને તેને દીક્ષા અપાઈ. તેનું નામ બદલીને સર્જિયસ રાખવામાં આવ્યું. એને આ નવો વ્યવસાય મળ્યો, એ એના આંતરિક જીવનમાં એક મહત્ત્વની ઘટના હતી. અગાઉ જ્યારે તે પાદરી પાસે ધર્મક્રિયા કરાવતો ત્યારે તેને ભારે આશ્વાસન મળતું, ને તેનો આત્મા ઊંચો ઊડવા લાગતો. હવે પાદરીનું કામ તેને પોતાનું કરવાનું આવ્યું; ત્યારે એ કામની તૈયારી કરતાં તે એકતાન થઈ જતો ને અજબ આનન્દ અનુભવતો. પણ આગળ જતાં એ લાગણી ધીરેધીરે બૂઠી થવા લાગી. એકવાર તે ઉદાસ ચિત્તે ધર્મક્રિયા કરતો હતો તે વેળા એને લાગ્યું કે એ ક્રિયાથી મન પર પડેલી અસર ઝાઝી ટકવાની નથી. એ અસર દહાડે દહાડે ઓછી થવા લાગી. પછી તો કેવળ શરીર જ ચલનવલન કરતું, ને મન એમાં સાથ આપતું બંધ થઇ ગયું.

એકંદરે સાતમા વરસમાં સર્જિયસને મઠમાં કંટાળો આવવા લાગ્યો. ત્યાં જે કંઈ શીખવાનું હતું તે બધું તે શીખી ચૂકયો હતો. જે ગુણો કેળવવાના હતા તે તેણે કેળવી લીધા હતા. એથી વધારે કંઇ કરવાનું રહ્યું નહોતું. એટલે તેના આત્માની તન્દ્રા વધવા લાગી. આ સમય દરમ્યાન તેણે સાંભળ્યું કે તેની મા મરી ગઈ, ને તેની બહેન વર્વારાનું લગ્ન થયું. પણ એ બંને ઘટનાની સાથે એને કશી લેવાદેવા નહોતી. એનું ધ્યાન તો અંતરની શુદ્ધિ ને તેની કેળવણીમાં જ પરોવાઈ ગયેલું હતું; ને એ સિવાય કશામાં એને રસ પણ પડતો નહોતો.

તે પાદરી થયો પછી ચોથે વરસે મહંતે એને કહ્યું કે “આથી

ઊંચા દરજ્જાના કામ પર તમારી નિમણૂક થાય તો તમારે ના ન પાડવી.' આ સાંભળી તેના મનમાં મોટા ધર્માધિકારી થવાની ઇચ્છા જાગી; જોકે બીજા સાધુઓમાં આ જ દૂષણ જોઈને એને અગાઉ બહુ અણગમો ઊપજતો હતો. રાજધાની પાસેના એક મઠમાં એની નિમણૂક કરવામાં આવી. એની મરજી તો ના પાડવાની હતી, પણ મહંતે એને એ જગા સ્વીકારવાની આજ્ઞા કરી. એ આજ્ઞા એણે માથે ચડાવી, ને એ નવા મઠમાં જઈ ત્યાંનો હોદ્દો સંભાળી લીધો.

રાજધાની પાસેના મઠમાં એની બદલી થઈ એ એના જીવનમાં એક અગત્યનો બનાવ હતો. ત્યાં એની સામે ઘણી લાલચો આવીને ઊભી રહેતી; ને એને હઠાવવાનો જે પ્રયત્ન એને કરવો પડતો તેમાં જ એની બધી ઇચ્છાશક્તિ વપરાઈ જતી.

પહેલા મઠમાં તેને સ્ત્રીઓની લાલચ નડી નહોતી. પણ અહીં એ લાલચ બહુ ભીષણ રૂપમાં જાગી. તેના મનમાં વિકારો જાગવા લાગ્યા; ને તેણે ચોકસ રૂપ ધારણ કર્યું. એક બાઈ એના શિથિલ ચારિત્ર માટે જાણીતી હતી, તે આ પાદરીનું દિલ જીતવાનો પ્રયત્ન કરવા લાગી. તે પાદરીની જોડે વાતચીત કરતી. એકવાર એને પોતાને ઘેર આવવાનું નોતરું પણ આપ્યું. સર્જિયસે કડકાઈથી ના તો પાડી; પણ પોતાના મનમાં જે વિકારો પેદા થતા હતા તે જોઈને તે હેબતાઈ ગયો, ને એવો તો ફફડી ઊઠયો કે પહેલા મઠના મહંતને તેણે આખી વાત લખી જણાવી. વળી, કયારેક ભાન ભૂલીને કંઈ કરી ન બેસાય એટલા માટે, તેણે એક જુવાન ઉમેદવારને વાત કરી. શરમ કોરે મૂકીને તેની આગળ પોતાની નબળાઈ કબૂલ કરી, ને તેને કહ્યું: 'મારા પર તમે ચોકી રાખજો. પ્રાર્થના માટે ને ધર્મક્રિયા કરાવવા માટે ક્યાંક જવું પડે તે સિવાય બીજે ક્યાંયે મને જવા દેશો નહીં. જવા નીકળું તો મને બળજબરીથી રોકજો.'

આ ઉપરાંત અહીં એને માટે એક બીજું પણ ભયનું સ્થાન હતું. અહીં જે મઠપતિ હતો તેની સામે સર્જિયસને ભારે તિરસ્કાર

હતો. એ માણસ લુચ્ચો ને દુનિયાદારીમાં રચ્યોપચ્યો હતો; ને ઊંચા હોદ્દા મેળવી પોતાની જ મોટાઈ વધારવાની પેરવીમાં પડ્યો હતો. સર્જિયસે મનની સામે ઘણું જુદ્ધ કરી જોયું, પણ એ લાગણીને તે જીતી શક્યો નહીં. તે મઠપતિનું કહ્યું તો કરતો, પણ મનમાં ઊંડે ઊંડે એની નિન્દા કર્યા વિના રહેતો નહીં. એ વિરોધનો ભાવ એના મનમાંથી જરાયે ખસતો નહીં. નવા મઠમાં આવ્યાને એને બીજું વરસ ચાલતું હતું તે દરમ્યાન એ અણગમાની લાગણી ભભૂકી ઊઠી.

એકવાર એક મોટા પરવની પ્રાર્થના હતી, ને ઘણા લોકો બહારથી આવ્યા હતા. મઠપતિ પોતે પ્રાર્થના ચલાવતો હતો. સર્જિયસ એની રોજની જગાએ ઊભો રહીને પ્રાર્થના કરતો હતો. પણ એના મનમાં તો એકબીજાથી ઊલટી લાગણીઓ વચ્ચે મહાયુદ્ધ ચાલી રહ્યું હતું. પ્રાર્થના વખતે — ને ખાસ કરીને મોટા દેવળમાં તે જાતે પ્રાર્થના ન કરાવતો હોય ત્યારે — તેના મનમાં આવું ઘમસાણ હંમેશાં ચાલતું. એ ઘમસાણનું કારણ તો એ હતું કે વરણાગિયા લોકો—ને ખાસ કરીને સ્ત્રીઓ — ની હાજરીથી તેના મનમાં ચીડ ઊપજતી હતી. એ લોકો અથવા દેવળમાં ચાલતી ધમાલ એમાંથી કશું જોવાની એની મરજી નહોતી, ને મનને ત્યાં જતું રોકવાને એ મથતો હતો, છતાં તેમના તરફ નજર નાખ્યા વિના એનાથી રહેવાતું નહોતું. એક સોલજર એ ફૂલફટાક જેવા લોકોને માટે રસ્તો કરતો હતો, ને સાધારણ લોકોને ધક્કા મારીને બાજુએ ખસેડતો હતો. ભભકાદાર કપડાં પહેરીને આવેલી ભદ્ર સમાજની સ્ત્રીઓ પાદરીઓ તરફ આંગળી કરી એકબીજીનું ધ્યાન એ પાદરીઓ તરફ દોરતી હતી. ખાસ કરીને એમની નજર સર્જિયસ પર ને બીજા એક દેખાવડા પાદરી પર ઠરતી હતી. સર્જિયસે પોતાના મનને જાણે અંધારી ઓઢાડવાનો પ્રયત્ન કર્યો. મીણબત્તીઓનું અજવાળું, મૂર્તિઓ, ને પ્રાર્થના ચલાવનારા પાદરી, એ સિવાય કશા તરફ નજર પડવા જ ન દેવી, એવો પાકો નિશ્ચય

કર્યો. જે પ્રાર્થના ગવાતી કે વંચાતી હતી તે સિવાય બીજો અવાજ કાનમાં ઊતરવા ન દેવાનો પ્રયત્ન કર્યો. ‘ હું મારી ફરજ બજાવું છું ’ એ જ વિચાર કરવો, ને એ વિચારમાં તરબોળ થઈને હુંપણું ભૂલી જવું, એવો પણ તેણે નિશ્ચય કર્યો. જે પ્રાર્થના તેણે ઘણીવાર સાંભળી હતી તે જ જ્યારે દેવળ બહાર એકાંતમાં બીજું કોઇ ગાતું કે તે પોતે ગાતો ત્યારે આવી અભાનોર્મિ તેને હંમેશાં ઊપજતી, ને તે દેહનું ભાન વીસરી જતો.

આમ તે આજની પ્રાર્થનામાં ઊભો હતો. જરૂર પડે ત્યારે હાથ આડાઅવળા કરી શરીરે ક્રૉસની નિશાની કરતો, ને મનના આવેશની સામે લડાઇ કરતો. ક્યારેક મનમાં ઊઠતી ઠંડા તિરસ્કારની લાગણીને વશ થતો; અને ક્યારેક વળી પ્રયત્ન કરીને મનમાંથી વિચાર અને લાગણી ભૂંસી નાખતો. એવામાં નિકોદમ કરીને એક પાદરી એને બોલાવવા આવ્યો. એ પણ સર્જિયસના રસ્તામાં આડખીલી જેવો હતો. એ માણસ મઠપતિની ખુશામત કરતો, ને તે નચવે એમ નાચતો; એ માટે એને ઠપકો આપ્યા વિના સર્જિયસથી રહી શકાતું નહીં. નિકોદમે આવી નીચા વળી સર્જિયસને નમન કર્યું, ને કહ્યું કે મઠપતિ બોલાવે છે. સર્જિયસે ઝભ્ભો સીધો કર્યો, ટોપી પહેરી લીધી, ને આજુબાજુ બેઠેલા લોકો તરફ જોતો જોતો ચાલ્યો.

‘ લીઝી, જો પણે જમણી બાજુ. આ જાય પેલા સાધુ. ’ એક સ્ત્રીના બોલ તેને કાને પડ્યા.

‘ ક્યાં છે? ક્યાં છે? ઓહો, પેલાને ! એ કંઈ બહુ રૂપાળા નથી. ’

સર્જિયસને ખબર હતી કે આ મારે વિષે બોલાય છે. એ બોલ એણે સાંભળ્યા. મનમાં લાલચ થઈ આવે ત્યારે હંમેશાં બોલતો એમ આજે પણ મનમાં બોલ્યો: ‘ હે ભગવાન, અમને લાલચમાં ન નાખ. ’ તેણે માથું નમાવ્યું, ને આંખો નીચી ઢાળી ચાલ્યો ગયો. મૂર્તિઓ પાસે જઈ કમરમાંથી નીચો નમી પગે લાગ્યો. પછી માથું ઊંચું કર્યું પણ ફેરવ્યું નહીં, ને આંખ ત્રાંસી કરી મઠપતિ સામે

નજર નાખી લીધી. એની સાથે કોક ભભકાદાર પોશાકવાળો માણુસ ઊભો હતો.

મઠપતિ એના હોદ્દાનો પોશાક પહેરીને ભીંત પાસે ઊભો હતો. એના ટૂંકા જાડા હાથ બાંય વિનાના ઝભ્ભા નીચેથી છૂટા કરીને તેણે જાડી કાયા ને પેટની ફાંદ પર જોડી રાખ્યા હતા. ઝભ્ભાની દોરીઓ હાથમાં રાખી તે, મલકાતે મોંએ, એક લશ્કરી અમલદારને કંઈક કહેતો હતો. સર્જિયસે જે પલટણુમાં નોકરી કરેલી તેનો એ સેનાપતિ હતો. અત્યારે એ બહુ મોટા હોદ્દા પર હોય એમ દેખાતું હતું. સર્જિયસ તરત જ જોઈ ગયો કે મઠપતિને આ વાતની ખબર હતી, ને તેનો રાતો ચહેરો ને ટાલવાળું માથું સન્તોષ અને આનન્દથી ચમકતાં હતાં. એ જોઈ સર્જિયસને અકળામણુ થઈ ને ચીતરી ચડી. જે માણુસ અગાઉ પોતાની પલટણુમાં હતો તેને જોવાનું સેનાપતિને મન હતું એટલા માટે જ મઠપતિએ મને બોલાવ્યો છે, એમ જ્યારે સર્જિયસે જાણ્યું ત્યારે તો એના ક્રોધનો પારો વધી ગયો.

'તમને આ ભગતના વેશમાં જોઈ મને બહુ આનન્દ થયો,' કહી સેનાપતિએ હાથ લાંબો કર્યો. 'તમારા જૂના સાથીને તમે ભૂલી તો નહીં જ ગયા હો.'

મઠપતિનો રાતો, હસતો ચહેરો; સેનાપતિના શબ્દો; એનું સફાઈદાર મોઢું; તેના પરનું આત્મસન્તોષ સૂચવનારું સ્મિત; તેના શ્વાસમાંથી આવતી દારૂની દુર્ગંધ. અને મોઢા પરના થોભિયામાંથી આવતી તમાકુની ઉગ્ર વાસ;—એ બધું જોઈને સર્જિયસનો પિત્તો ઊછળ્યો. તેણે ફરી મઠપતિને નમન કર્યું ને બોલ્યો:

'આપે મને બોલાવ્યો છે?'—કહી તે થોભ્યો. તેનું મોઢું ને આંખો એમ જ પૂછી રહ્યાં હતાં કે 'કેમ બોલાવ્યો છે?'

'હા, સેનાપતિને મળવા,' મઠપતિએ કહ્યું.

'આપ તો જાણો છો કે મેં લાલચમાંથી બચવાને દુનિયાનો ત્યાગ કર્યો છે,' સર્જિયસ બોલી ઊઠ્યો. તેના મોઢા પરનું લોહી ઊડી ગયું, ને હોઠ કાંપવા લાગ્યા. તો પછી પ્રાર્થના ચાલે છે ત્યારે, ને આ પ્રભુના ધામમાં, મને લાલચમાં શા સારુ નાખો છો?'

'ભલે જાઓ તમે! જાઓ!' મઠપતિએ કહ્યું. તે ભભૂકી ઊઠ્યો, ને તેનો ચહેરો લાલચોળ થઈ ગયો.

બીજે દહાડે સર્જિયસે પોતાના ગર્વને માટે મઠપતિ અને બીજા પાદરીઓની ક્ષમા માગી. પણ સાથેસાથે, એક આખી રાત પ્રાર્થનામાં ગાળ્યા પછી, તેણે નિશ્ચય કર્યો કે મારે આ મઠ છોડવો જ જોઈએ. એટલે તેણે પહેલા મઠવાળા મહંતને લખ્યું કે 'મને આપની પાસે આવીને રહેવા દો. આપની મદદ વિના હું ક્રોધ અને અહંકારરૂપી રિપુઓ સામે લડી નહીં શકું.' કાગળમાં તેણે પોતાનું ગર્વરૂપી પાપ કબૂલ કર્યું હતું, ને તેનો પસ્તાવો પ્રગટ કર્યો હતો. વળતી ટપાલે મહંતનો જવાબ આવ્યો, તેમાં લખ્યું હતું કે 'તમારું અભિમાન જ આ બધાનું કારણ છે.' ડોસાએ એમ પણ લખેલું કે 'પાદરીના વ્યવસાયને અંગે મળતાં માનપાન ને હોદ્દા લેવાની તમે ના પાડો છો તેમાં તમે નમ્રતા દાખવો છો એ સાચું. છતાં એ નમ્રતાની પાછળ પ્રભુપ્રેમ નથી હોતો, પણ તમારો અહંકાર હોય છે. તમને થાય છેઃ "હું કશાની સ્પૃહા રાખતો નથી તે કેવો અજબ માણસ છું!" તેથી જ તમને મઠપતિનું પેલું કામ ન ગમ્યું. તમને થયુંઃ "મેં ઈશ્વરને ખાતર સર્વસ્વ તજ્યું છે, છતાં અહીં તો કોઈ જંગલી જાનવરની પેઠે મારું પ્રદર્શન કરવામાં આવે છે!" તમે ઈશ્વરને ખાતર અહંકારનો ત્યાગ કર્યો હોત, તો તમે એ સાંખી લેત. સંસારી માણસમાં હોય એવું ગુમાન હજુ તમારા મનમાંથી દૂર થયું નથી. સર્જિયસ દીકરા, મેં તમારે વિષે વિચાર કર્યો છે, પ્રાર્થના પણ કરી છે, ને ભગવાને મને રસ્તો સુઝાડ્યો છે. તાંબોવના મઠમાં સાધુ હિલેરી નામના એક ખરેખરા સંતપુરુષ હતા,

તેમનો સ્વર્ગવાસ થયો છે. એ ત્યાં અઢાર વરસ રહેલા. તાંબોવના મઠપતિ પુછાવે છે કે "એમની જગા લે એવા કોઈ સાધુ નથી?" એટલામાં તમારો કાગળ આવ્યો. તાંબોવના મઠપતિ ફાધર* પાઈસી પાસે જાઓ. હું એમને તમારે વિષે લખીશ. ત્યાં જઈને હિલેરીની કોટડી માગજો. તમે હિલેરીનું સ્થાન લઈ શકશો એવો એનો અર્થ નથી. પણ તમારા અહંકારને શમાવવા તમારે એકાંતની જરૂર છે. ભગવાન તમારું ભલું કરે.'

સર્જિયસે મહંતની આજ્ઞા માની. તેનો કાગળ મઠપતિને બતાવ્યો, ને તેની રજા મેળવી. પોતાની કોટડી ખાલી કરી; પાસે જે કંઈ રાચરચીલું વગેરે હતું તે મઠમાં સોંપી દીધું; ને તાંબોવના મઠમાં જવા નીકળ્યો

તાંબોવના મઠપતિ મૂળ વેપારી કુટુંબના હોઈ વ્યવસ્થાના કામમાં ભારે કુશળ હતા. તેમણે સર્જિયસને સરળતા ને શાન્તિથી આવકાર આપ્યો, ને તેને હિલેરીની કોટડી રહેવા આપી. પહેલાં એની સેવા કરવાનું એક ગૃહસ્થ શિષ્યને સોંપ્યું. પણ પછી સર્જિયસની પોતાની વિનવણીથી તેને સાવ એકલો રાખ્યો. કોટડી તે ડુંગરમાં કોતરી કાઢેલી, બે ખંડવાળી, ગુફા હતી. તેમાં હિલેરીને દફનાવેલો હતો. પાછલા ખંડમાં હિલેરીની કબર હતી. આગલા ખંડમાં સૂવા માટે મોટો ગોખલો હતો, તેમાં પરાળનું એક ગાદલું હતું. તે ઉપરાંત એક નાનું ટેબલ હતું, ને મૂર્તિઓ તથા ચોપડીઓ મૂકવાની છાજલી હતી. બહારનું બારણું એક આગળીથી વસાતું. આ ખંડની બહાર બીજી એક છાજલી હતી. તેના પર દિવસમાં એકવાર મઠમાંથી કોઈ સાધુ આવી ખાવાનું મૂકી જતો.

આમ સર્જિયસ ખરેખરો જોગી બન્યો.

---

* કેથલિક સાધુને 'ફાધર' કહેવામાં આવે છે.

## ૩

આ આશ્રમમાં એને આવ્યે છઠ્ઠું વરસ ચાલતું હતું. કોઈ તહેવારનો દિવસ હતો. પડોશના ગામમાંથી શ્રીમંત સ્ત્રીપુરુષોની એક મંડળી જાફત ઉડાવીને ગાડીમાં બેસી સહેલ કરવા નીકળી પડી હતી. તેમાં બે વકીલ, એક શ્રીમંત જમીનદાર, એક અમલદાર, ને ચાર સ્ત્રીઓ એટલાં માણુસ હતાં. એક સ્ત્રી અમલદારની પત્ની હતી. બીજી જમીનદારની પત્ની હતી. ત્રીજી નાની છોકરી હતી, તે જમીનદારની બહેન હતી. ચોથીએ ધણી સાથે છૂટાછેડા લીધા હતા. તે રૂપાળી, પૈસાદાર ને ચસકેલ હતી. એનું સ્વચ્છંદી વર્તન જોઈને ગામના લોકો છક થઈ જતા ને આઘાત પામતા. આ ત્યક્તાનું નામ માકોવી હતું.

હવા બહુ જ સુંદર હતી, ને બરફથી છવાયેલો રસ્તો ઘરની ફરસ જેવો સુંવાળો હતો. મંડળી ગામ બહાર સાતેક માઈલ જઈ થોભી, ને વિચાર કરવા લાગી કે હવે પાછા ફરવું કે આગળ જવું.

'પણ આ રસ્તો જાય છે ક્યાં?' માકોવીએ પૂછ્યું.

'તાંબોવ. અહીંથી આઠેક માઈલનું છેટું છે,' બેમાંના એક વકીલે જવાબ આપ્યો. તેણે માકોવી જોડે જરાતરા નખરાં માંડ્યાં હતાં.

'ને પછી ક્યાં?'

'પછી મઠ આગળ થઈને લ—પહોંચે છે.'

'પેલો જોગી સર્જિયસ રહે છે તે મઠ?'

'હા.'

'સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, ચાલો આપણે મઠ સુધી જઈને એ જોગીરાજને જોઈએ! તાંબોવ ગામમાં રોકાઈને કંઈક હાજરી કરી લઈશું.'

'પણ તો પછી આજે રાત્રે ઘેર પહોંચવા નહીં પામીએ!'

'કંઈ ફિકર નહીં. બાવાજીની ગુફામાં રાત રહી જઈશું.'

'ભલે, મઠમાં બહુ સરસ અતિથિગૃહ છે. હું તાંબોવની અદાલતમાં માખીનનો બચાવ કરતો હતો ત્યારે ત્યાં રહેલો.'

'ના, હું તો બાવાજીની ગુફામાં જ રાત રહેવાની!'

'અશક્ય! તમે મોટાં ચમરબંધી હો તોયે રહી નહીં શકો!'

'અશક્ય? મારવી છે શરત?'

'હા, આવી જાઓ! તમે એમની સાથે રાત રહી શકો તો મારે તમને કહો તે આપવું.'

'તમે કહો તે.'

'પણ તમે હારો તો એટલી રકમ તમારે પણ આપવાની!'

'હા હા, જરૂર. હંકાવો ગાડીઓ.'

ગાડીવાનોને દારૂ અપાયો; ને સહેલાણીઓએ પોળી, દારૂ ને મીઠાઈની પેટી કાઢી. સ્ત્રીઓએ કૂતરાના ચામડાના સફેદ ડગલા પહેરી લીધા. કોની ગાડી સૌથી આગળ જાય એ વિષે ગાડીવાનોમાં હૂંસાતૂંસી ચાલી. એમાં જે સૌથી નાનો હતો તેણે હામ ભીડી, ગાડીમાં એક બાજુ મોં ફેરવીને બેઠો, લાંબો ચાબૂક વીંઝવા લાગ્યો, ને ઘોડાને હાકોટા કરવા લાગ્યો. ગાડીઓની ઘંટડીઓ રણકવા લાગી, ને પાટિયાં બરફ પર ચરડ ચરડ કરવા લાગ્યાં.

ગાડીઓ જરાયે હેલા ખાતી નહોતી. વચલા ઘોડાની પૂંછડી તેના ફૂમતાવાળા તંગ તળે સખત બાંધેલી હતી. ઘોડો એકધારો ને ઝડપભેર ચાલ્યો જતો હતો. સુંવાળો રસ્તો જોતજોતામાં પાછળ પડતો દેખાતો હતો; ને ગાડીવાન મન મૂકીને રેન હલાવતો હતો. બેમાંનો એક વકીલ ને તેની સાથે બેઠેલો અમલદાર માકોવીની જોડે બેઠેલી સ્ત્રી સાથે ગપ્પાં હાંકતા હતા. પણ માકોવી પોતે તો સૂનમૂન થઈને બેઠી હતી. તેણે રુવાંટીનો ડગલો ચબસાવીને પહેરેલો હતો. તે વિચારમાં ગરકાવ હતી. 'હંમેશાં એવા ને એવા, ને હંમેશાં દુષ્ટ! એનાં એ રાતાં ચળકતાં મોઢાં; ને એની એ દારૂ ને બીડીઓની દુર્ગંધ! એની એ વાતો. એના એ વિચાર, ને એના એ

વિષયો! એ સહુને મનમાં એથી સન્તોષ છે, ને એવો ભરોસો છે કે એ તો એમ જ હોય, ને પોતે બધા મરશે ત્યાં સુધી આનો આ રીતે જીવવાના છે. પણ મારાથી એમ શાન્ત બેસી શકાતું નથી. મને તો કંટાળો આવે છે. મારે તો કંઈક એવું જોઈએ છે જેથી આ દુનિયા ઊથલપાથલ ને ઊંધીચત્તી થઈ જાય. સારાટોવમાં ને— હા ત્યાં જ—પેલા લોકોએ હાંક હાંક કરેલું ને બરફમાં ઠરીને મરી ગયેલા, નહીં? એવી વલે અમારી થાય તો?...: ...તો અમારા લોકો શું કરે? કેવી રીતે વર્તે? નીચતાથી વર્તે, એમાં મને તો શંકા નથી. સહુ પોતાનો પંડ સંભાળે. ને હું પણ ખરાબ રીતે વર્તું. પણ મારી પાસે કંઈ નહીં તો રૂપ તો છે. આ બધા એ જાણે છે. ને પેલા સાધુનું શું? એ માણસ રૂપથી ન લોભાતો હોય એમ બને ખરું? ના રે! આ એક વસ્તુની લાલસા તો સહુ પુરુષોને હોય છે—અઈ પાનખરવાળા પેલા લશ્કરી વિદ્યાર્થીની જ વાત લોને! એ કેવો બેવકૂફ હતો!'

'ઇવાન!' તેણે બૂમ પાડી.

'જી હજૂર! શો હુકમ છે?'

'પેલો કેટલી ઉંમરનો છે?'

'કોણ?'

'પેલો સ્ટીપન જ તો.'

'ચાળીસ ઉપરનો હશે, મને લાગે છે.'

'જે કોઈ મળવા આવે તે સહુને એ મળે છે?'

'હા, સહુને મળે છે — પણ તે હંમેશાં નહીં.'

'મારા પગ ઢાંકી દો. ના, એમ નહીં — તમે કેવા અનાડી છો! ના! જરા વધારે, હજુ વધારે — હા, એ બરાબર છે! પણ મારા પગ દબાવવાની જરૂર નથી!'

આમ કરતાં કરતાં ગાડીઓ જંગલમાં આવી પહોંચી. અહીં જ પેલી ગુફા હતી.

મારકોવી ગાડીમાંથી ઊતરી, ને બીજાંને કહ્યું: 'તમે આગળ જાઓ.'

ગાડીઓ ગઈ એટલે તે પગદંડી પર ચાલી. તેણે કૂતરાના ચામડાનો સફેદ ડગલો પહેર્યો હતો. પેલો વકીલ ગાડીમાંથી ઊતરી તેને જતી નિહાળી રહ્યો.

સર્જિયસને ગુફામાં વાસ કર્યાને છઠ્ઠું વરસ ચાલતું હતું. અત્યારે એની ઉમ્મર ઓગણપચાસની હતી. એકાન્તનું એનું જીવન કઠણ હતું—ઉપવાસ અને પ્રાર્થનાને લીધે નહીં (એ તો એને જરાયે કઠણ ન લાગતાં), પણ મનમાં ચાલી રહેલા સંઘર્ષને લીધે. મનમાં લાગણીઓનું આવું ધમસાણ ચાલશે એવી ધારણા એણે રાખી નહોતી. એ સંઘર્ષનાં બે કારણ હતાં—એક તો સંશય; ને બીજું કામવિકાર. આ બે શત્રુઓ હંમેશાં સાથે દેખા દેતા. એને એમ લાગતું કે એ બે શત્રુ છે. પણ ખરું જોતાં તે બે મળીને એક જ શત્રુ હતો. મનમાંથી સંશય દૂર થાય કે તરત કામવિકાર પણ અલોપ થઇ જતો. પણ એ બેને જુદા જુદા અસુર માની તેમની સામે તે જુદી જુદી લડાઈ ચલાવતો.

'હે મારા પ્રભુ! હે મારા નાથ!' તેના મનમાં વિચારોની ઘટમાળ ચાલતી હતી. 'તું મને શ્રદ્ધા કેમ આપતો નથી? કામવાસનાનું તો જાણે સમજ્યા: એની સામે તો સંતોને પણ લડવું પડેલું. પણ એમની પાસે શ્રદ્ધાનું બળ તો હતું. પણ મારે તો પળો, ઘડીઓ ને દિવસો એવાં વીતે છે જ્યારે શ્રદ્ધા અલોપ થઈ જાય છે. આખું જગત ને એનાં સુખચેન જો પાપમય અને ત્યાજ્ય હોય, તો તેં એ સરજાવ્યાં છે શા સારુ? તેં આ પ્રલોભન શા સારુ પેદા કર્યું છે? પ્રલોભન? હા, હા. પ્રલોભન. હું સંસારનાં આ બધાં સુખ જતાં કરવા ઇચ્છું છું. શા માટે? બીજે ક્યાંક સુખ મેળવવા. એ બીજી જગા છે ખરી? ત્યાં સુખ છે ખરું? કોણ જાણે. છતાં હું આ મથામણ કરી રહ્યો છું. એ પ્રલોભન નહીં તો બીજું શું છે?' એને મનમાં ત્રાસ છૂટચો. પોતાની જાત પ્રત્યે તિરસ્કાર

આવી ગયો. 'હે કુકર્મી જીવ! ને તારે સંતપુરુષ થવું છે!' તેણે મનને ઠપકો આપ્યો, ને પ્રાર્થના કરવા મંડી પડ્યો. પણ પ્રાર્થના શરૂ કરી કે તરત પોતે પેલા મઠમાં કેવો અધિકારી હતો તેનો ચિતાર નજર આગળ ખડો થયો. કેવો એ વેળાનો ઠાઠ હતો! કેવી સરસ ટોપી, ને કેવો સુન્દર ઝભ્ભો પહેરવાને મળતાં!' એ વિચાર આવતાં તેણે માથું ધુણાવ્યું. 'ના, એ બરાબર નથી. એ છેતરપિંડી છે. હું બીજાને ભલે છેતરું, પણ મારા અંતરાત્માને કે ઇશ્વરને તો નજ છેતરાય. હું મોટો ને ભવ્ય પુરુષ નથી, પણ પામર જીવ છું. હું દયા ને હાંસીને પાત્ર છું!' તેણે ઝભ્ભો ઊંચો કર્યો, ને પોતાના પાતળા પગ જોઈને સહેજ હસ્યો.

તેણે ઝભ્ભો પાછો નીચો નાખી દીધો, ને પ્રાર્થનાનું પુસ્તક વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં શરીરે ક્રોસની નિશાનીઓ કરે, ને નીચો વળીને પગે લાગે. 'આ શય્યા તો મારી ચિતા નહીં બને?' એવું એક વાક્ય એના વાંચવામાં આવ્યું. ત્યાં તો મનમાંથી શેતાન બોલી ઊઠ્યો: 'સૂની શય્યા એ પોતે જ ચિતા છે ને. જૂઠી વાત!' એ જ વેળા, એક વિધવાની જોડે અગાઉ તે રહેલો તેના ખભા કલ્પનામાં દેખાયા. તેણે આ વિચારો ખંખેરી નાખ્યા, ને આગળ વાંચવા માંડ્યું. એ પુસ્તક પૂરું કરી તેણે બાઇબલનો નવો કરાર હાથમાં લીધો, ને પુસ્તક ઉઘાડ્યું. એક વાક્ય તેણે ઘણીવાર ગોખેલું ને એને યાદ રહી ગયેલું તે જ વાંચવામાં આવ્યું: 'હે નાથ, મને શ્રદ્ધા છે. તું મારી અશ્રદ્ધાનો નાશ કર!' આ વાંચી તેણે મનમાં ઊઠેલી સર્વ શંકાઓને ફગાવી દીધી. તેનું મન શાન્ત થયું. એને આનન્દ થયો, ને મન નાચી ઊઠ્યું. તેણે શરીરે ક્રોસની નિશાનીઓ કરી, ને સાંકડા બાંકડા પર સૂઈ ગયો. ઉનાળે પહેરવાનો ઝભ્ભો માથા નીચે ખોસી દીધો. તેને એકદમ ઊંઘ આવી ગઈ. આછી ઊંઘમાં જાણે ગાડીની ઘંટડીઓનો રણકાર સંભળાતો હોય એવો ભાસ તેને થયો. તેને થયું, આ તે હું સ્વપ્નું જોઉં છું કે જાગું છું? પણ બારણા પર ટકોરો થયો એટલે તે જાગી ગયો. તે બેઠો

થયો. કાને સાંભળ્યું એવો વિશ્વાસ એને ન આવ્યો. પણ ટકોરો બીજીવાર થયો. હા, આ ટકોરો પાસે જ—એના બારણા પર જ—થતો હતો. સાથે એક સ્ત્રીનો અવાજ સંભળાયો.

'હે મારા પ્રભુ! "સંતચરિત" માં વાંચેલું તે શું સાચું હશે? શેતાન શું સ્ત્રીનું રૂપ લઈને આવતો હશે? હા — આ તો સ્ત્રીનો જ અવાજ છે. અને એ પણ કોમળ, સૌમ્ય અને મધુર અવાજ છે. થૂ!' કરી તે શેતાનને ભમાડવા થૂંક્યો. 'ના રે, આ તો બધા મારા મનના ઘોડા છે' એવી તેની ખાતરી થઈ એટલે જીવ હેઠે બેઠો. ખૂણામાં વાંચવાની જગા હતી, ત્યાં જઈ તે રોજની પેઠે ઘૂંટણીએ પડ્યો. એમ પડવાથી તેને આપોઆપ આશ્વાસન અને સન્તોષ મળતાં. તે છેક નીચો નમ્યો. માથાના વાળ તેના મોઢા પર લટકવા લાગ્યા. માથા પર આગલા ભાગમાં ટાલ પડવા માંડી હતી. જમીન પર જાડા ઊનના પાથરણાનો ટાઢો ભીનો કકડો પડ્યો હતો તેના પર માથું દબાવ્યું. અમુક એક ભજન વાંચવાથી મનના વિકાર શમે છે, એમ ફાધર પીમને એને કહેલું: એટલે એ ભજન વાંચ્યું. મજબૂત ને પાતળા પગ પર પોતાની હળવી ને સુકાઈ ગયેલી કાયાને ઊભી રાખતાં એને વાર ન લાગી. તેણે ટટાર ઊભા રહી પ્રાર્થના ચાલુ રાખવાનો પ્રયત્ન તો કર્યો. પણ મન એમાં ન પરોવાયું, ને કાન આપોઆપ બીજે ધ્યાન આપવા લાગ્યા. કંઈક વધારે સંભળાય તો સાંભળવાની એની ઇચ્છા હતી. આસપાસ ચોમેર શાન્તિ હતી. છાપરાના એક ખૂણા પરથી નીચે મૂકેલા પીપમાં ટીપાં એકધારાં પડતાં હતાં. બહાર ધૂમસ ફેલાયું હતું, ને તે જમીન પર પડેલા બરફને ભેદી રહ્યું હતું. ચારે પાસ સુનકાર વ્યાપી રહ્યો હતો. એટલામાં એકાએક બારીએ કશાકનો ફફડાટ થયો, ને એક અવાજ આવ્યો — એનો એ કોમળ ને સૌમ્ય અવાજ હતો. આવો અવાજ તો કોઈ સુન્દર રમણીનો જ હોઈ શકે — તેણે કહ્યું:

'ઈસુ ભગવાનને ખાતર, મને અંદર આવવા દોને!'

સર્જિયસના શરીરનું આખું લોહી જાણે ધસી આવીને એના હૃદયમાં જામ્યું હતું. તેને શ્વાસ લેવો પણ મુશ્કેલ પડ્યો. 'હે ભગવાન, તું ઊઠ, ને તારા શત્રુઓને વિખેરી નાખ......'

'પણ હું કંઈ ભૂતપ્રેત કે રાક્ષસી નથી હોં!' જે હોઠ આ શબ્દો બોલતા હતા તે સ્મિત કરી રહ્યા હતા એ દેખીતું હતું. 'હું કોઈ પિશાચ કે વંતરી નથી, પણ એક પાપણી સ્ત્રી છું, ને આ વગડામાં ભૂલી પડી છું—વ્યંગ્યાર્થમાં નહીં, પણ વાચ્યાર્થમાં!' કહી તે ખડખડ હસી પડી. 'હું ઠરી ગઈ છું, ને આશ્રયની ભિક્ષા માગું છું.'

સર્જિયસે મોઢું બારી સરસું દબાવ્યું; પણ એના કાચમાં તો મૂર્તિ આગળના નાના દીવાનું જ પ્રતિબિંબ પડ્યું, ને તેનાથી આખા કાચ પર પ્રકાશ ફેલાઈ ગયો. તેણે મોઢાની બે બાજુ બે હાથ મૂકી વચ્ચેથી જોવાનો પ્રયત્ન કર્યો. ધૂમસ, ઝાડ, ને—બરાબર સામે જ—પેલી સ્ત્રી. હા, એનાથી થોડાક તસુને જ છેટે એક સ્ત્રીનો મધુર, હેતાળ ને ભયભીત ચહેરો એના તરફ નમી રહ્યો હતો. તેણે માથે ટોપી ને શરીરે લાંબો, સફેદ, રુવાંટીનો ડગલો પહેર્યાં હતાં. એમની આંખો મળી, ને બંને જણે એકબીજાને તત્કાળ ઓળખ્યાં. બે જણ પહેલાં એકબીજાને કદી મળેલાં કે ઓળખતાં હતાં એમ નહીં. પણ એમણે—ને ખાસ કરીને સર્જિયસે—જે નજર એકબીજા સામે નાખી તે પરથી બંને સમજી ગયાં કે આપણે એકબીજાને ઓળખીએ છીએ, ને એકબીજાના મનની વાત કળી ગયાં છીએ. એ દૃષ્ટિપાત પછી આ બાઈને રાક્ષસી કલ્પવી અશક્ય હતી. એ તો સાદી, હેતાળ, મધુર ને ભીરુ એવી એક મહિલા જ હતી, એવું એને સમજાયું.

'તું કોણ છે? અને કેમ આવી છે?' તેણે પૂછ્યું.

'કૃપા કરીને બારણું ઉઘાડોને!' બાઈ બોલી. તેના અવાજમાં

મનસ્વી સત્તાનો ભાવ હતો. 'હું ઠરીને ઠીકરું થઈ જાઉં છું. હું તમને કહું છું હું ખરેખર ભૂલી પડી છું.'

'પણ હું તો સંન્યાસી છું — જોગી છું.'

'હા, હા, જોગીરાજ. પણ મહેરબાની કરીને બારણું ઉઘાડોને—કે તમારી બારી નીચે ઠરીને હું મરી જાઉં ને તમે પ્રાર્થના કર્યા કરશો ?'

'પણ તું અહીં કેવી રીતે......'

'હું તમને ખાઈ નથી જવાની. ભગવાનને ખાતર મને અંદર આવવા દોને ! મારાં તો અંગેઅંગ અકડાઈ ગયાં છે.'

એને બીક ખરેખર લાગી હતી; ને આ શબ્દો બોલતાં તે રડુ રડુ થઈ ગઈ.

સર્જિયસ બારીએથી પાછો ફર્યો, ને કાંટાળા મુગટવાળી ભગવાન ઈસુની મૂર્તિ સામે જોઈ રહ્યો. 'હે ભગવાન, મને મદદ કરો! હે પતિતપાવન, મારો હાથ ઝાલો!' બોલી તેણે ક્રૉસની નિશાનીઓ કરી, ને મૂર્તિને નમન કર્યું. પછી વચલા બારણા આગળ ગયો ને તે ઉઘાડયું. બહારના બારણા પાસે જઈ આગળી શોધી કાઢી, ને તે ઉપાડવા જતો હતો ત્યાં બહાર પગલાં સંભળાયાં. પેલી બાઈ બારી આગળથી બારણા તરફ આવતી હતી. 'ઓરે......' તેણે એકાએક ચીસ પાડી. સાધુએ જાણ્યું કે છાપરા પરથી પાણી પડવાને લીધે આંગણામાં જે ખાબોચિયું ભરાયેલું તેમાં એનો પગ પડયો છે. તેના હાથ થથર્યા, ને તેનાથી સખત વાસેલા બારણાની આગળી ઊંચી થઈ નહીં.

'અરે, આ તમે શું કરો છો? મને અંદર આવવા દોને! હું તો કપડાં સહિત ભીંજાઈ ગઈ છું. તમે તમારો આત્મા બચાવવાનો વિચાર કરો છો, ને હું ઠરીને મરી જાઉં છું તે તરફ તો જોતા જ નથી......'

સાધુએ બારણું પોતાની તરફ ખેંચ્યું, આગળી ઊંચી કરી; ને પોતે શું કરે છે એનો વિચાર કર્યા વિના બારણું એટલા જોરથી ઉઘાડ્યું કે બાઈને વાગ્યું.

'અરે — માફ કરો!' તે એકાએક બોલી ઊઠ્યો. સ્ત્રીઓ સાથે વર્તવાની જૂની ઢબે જ તેનાથી બોલાઇ ગયું.

'માફ' શબ્દ સાંભળતાં બાઈનું મોં મલક્યું. 'ત્યારે બાવાજી સાવ ભયંકર તો નથી જ,' તેને થયું. 'કંઈ નહીં, એમાં શું થઈ ગયું? માફી તો ખરું જોતાં મારે તમારી માગવાની છે,' કહેતાંકને તે સાધુની પાસે થઈને આગળ વધવા ગઈ. 'મારે આ સાહસ કરવું જ નહોતું જોઈતું. પણ શું કરું? ભોગજોગે ભૂલી પડી......'

'લો, આવો આવવું હોય તો,' કહી સાધુ એને રસ્તો કરી આપવા બાજુએ ઊભો રહ્યો. તેને સુન્દર અત્તરની સુગન્ધ આવી. એવી સુવાસ તેણે લાંબા વખતથી લીધી નહોતી. બાઈ ગુફામાં દાખલ થઈ. સાધુએ આગળી માર્યા વિના જ બહારનું બારણું વાસ્યું, ને બાઇની પાછળ અંદર ગયો.

'હે ભગવાન! હે ઇસુ! હે ઇશ્વરપુત્ર! હું પાપી છું. મારા પર દયા કરો! હે નાથ, હું પાપી છું. મારા પર દયા કરો!' એ પ્રાર્થના એના મનમાં એકસરખી ચાલી રહી હતી. સાથેસાથે હોઠ પણ આપોઆપ હાલતા હતા. 'આવો આવવું હોય તો,' તેણે ફરી કહ્યું. બાઈ ઓરડાની વચ્ચોવચ ઊભી હતી. પાણી એના શરીર પરથી જમીન પર ટપકતું હતું, ને તે સાધુને નિહાળી રહી હતી. તેની આંખો હસતી હતી.

'તમારા એકાંતમાં ભંગ પાડ્યો એને માટે મને માફ કરજો. પણ તમે જુઓ છો મારા કેવા હાલ થયા છે તે. અમે ગામમાંથી ગાડીમાં ફરવા નીકળ્યાં. રસ્તે મેં શરત મારી કે હું વોરોબેવકાથી ચાલીને શહેરમાં આવીશ. પણ પછી ભૂલી પડી. ને તમારી આ ગુફા

મારા જોવામાં ન આવી હોત તો......' એણે જૂઠી વાત કહેવા તો માંડી; પણ સાધુનો ચહેરો જોઈ ગભરાઈ, એટલે આગળ બોલી ન શકી ને ચૂપ થઈ ગઈ. સાધુ સાવ તેણે ધારેલો એવો નહોતો. તેણે કલ્પેલું એટલું રૂપ એનામાં નહોતું, છતાં તેની આંખને એ દેખાવડો લાગ્યો. એના ધોળાશ પડતા ને સહેજ વાંકડિયા, માથા ને દાઢીના વાળ; રૂપાળું ને સીધું નાક; સામી નજર કરે ત્યારે ધગતા અંગારા જેવી દેખાતી આંખો; એ બધાની માકોવીના મન પર ભારે છાપ પડી.

સાધુએ જોયું કે બાઈ જૂઠું બોલે છે.

'હા......એટલે,' કહી તેણે બાઈ સામે નજર નાખી, ને ફરી આંખો નીચી ઢાળી દીધી. 'હું પેલા અંદરના ઓરડામાં જઈશ. આ બહારનો ઓરડો તમારે માટે છે.'

આટલું કહી તેણે નાનકડો દીવો ઉતારી મીણબત્તી સળગાવી; ને નીચો વળી બાઈને નમન કરી અંદરના ઓરડામાં ચાલ્યો ગયો. અંદર કંઈક ખસેડતો હોય એવો અવાજ સાંભળી માકોવીને થયું: 'કદાચ મને રોકવાને આડી વાડ ઊભી કરતો હશે!' તે સહેજ હસી; ડગલો ઉતાર્યો; ટોપી વાળમાં ને તેની નીચે બાંધેલા રુમાલમાં ભરાઈ ગઈ હતી તે કાઢવા ગઈ. બારી આગળ ઊભી હતી ત્યાં તો એનું શરીર જરાયે ભીંજાયું નહોતું. ભીંજાયું છે એમ કહેલું એ તો અંદર પેસવા માટે બહાનું જ હતું પણ બારણા આગળ તો તે ખરેખર ખાબોચિયામાં પડી હતી. ડાબો પગ ઘૂંટણ સુધી ભીંજાયો હતો ને બૂટમાં પાણી ભરાઈ ગયું હતું. એક પાટલી ને તેના પર પાથરેલો શેતરંજીનો ટુકડો એ જ પથારી હતી; તેના પર બેસી તેણે બૂટ કાઢવા માંડ્યા. નાનકડી ઓરડી એને રમણીય લાગી. ઓરડી હતી તો સાતેક ફૂટ પહોળી ને નવેક ફૂટ લાંબી; પણ ચોખ્ખીચંદન હતી. એમાં તે બેઠી હતી તે પાટલી, એના ઉપરના ભાગમાં ભીંતે ચોપડીઓની છાજલી, ને એક ખૂણામાં લખવાનું ટેબલ હતાં. બારણા

પાસે ઘેટાના ચામડાનો એક ડગલો ને બીજો એક ઝભ્ભો ખાંટીએ ટિંગાડેલા હતા. ટેબલ પર નાનો દીવો હતો, ને કાંટાળા મુગટવાળી પ્રભુની મૂર્તિ હતી. ઓરડીમાં પસીના ને માટીની વિચિત્ર વાસ આવતી હતી. એ બધું એને ગમ્યું—પેલી વાસ પણ. એના ભીના પગ—ખાસ કરીને એમાંનો એક—દુખતા હતા. તેણે જલદી જલદી બૂટમોજાં ઉતારવા માંડયાં. પણ એનું હસવું બંધ થયું નહોતું. પોતાની ધારણા સફળ કરી એના આનન્દ કરતાં વધારે આનન્દ તો એને બીજા કારણસર થયો હતો. તેણે જોયું કે આ ફાંકડા, વિચિત્ર, અસાધારણ ને આકર્ષક પુરુષને તેણે શરમમાં નાખ્યો હતો.' એણે સામો જવાબ ન વાળ્યો, પણ તેથી શું?' તેણે મનમાં કહ્યું.

'ફાધર સર્જિયસ! ફાધર સર્જિયસ! કે તમને શું કહે છે?'

'તમારે શું જોઈએ છે?' એક શાન્ત સ્વરે ઉત્તર આપ્યો.

'તમારા એકાંતમાં ખલેલ પાડું છું માટે જરા માફ કરજો હોં. પણ મારાથી રહેવાતું નથી. બહાર તો હું માંદી જ પડી જાત. ને હજુયે નહીં પડું એની કોને ખબર છે? હું તો આખી ભીંજાઈ ગઈ છું, ને મારા પગ ઠરીને બરફ જેવા થઈ ગયા છે.'

'મને માફ કરો,' એ જ શાન્ત સ્વરે કહ્યું. 'મારાથી તમને કશી મદદ નહીં થઈ શકે.'

'મારું ચાલત તો હું તમને ખલેલ ન કરત. હું પરોઢ સુધી જ અહીં છું.'

સાધુએ કશો જવાબ ન દીધો. માકોવીએ એને કંઈક ગગણતો સાંભળ્યો. એને થયું કદાચ પ્રાર્થના કરતો હશે.

'તમે આ ઓરડામાં તો નથી આવવાના ને?' તેણે હસતાં હસતાં પૂછ્યું. 'કેમકે મારે શરીર કોરું કરવા કપડાં કાઢવાં પડશે.'

સાધુએ જવાબ ન દીધો, પણ પ્રાર્થનાનું પુસ્તક વાંચવું ચાલુ રાખ્યું.

'હા, આ ખરો મર્દ છે!' માકોવીને થયું. જે બૂટમાંથી પાણી ટપકતું હતું તે બૂટ કાઢતાં એને મુશ્કેલી પડતી હતી. તે બૂટ જોરથી ખેંચતી હતી, પણ બૂટ નીકળતો નહોતો. એ વસ્તુ કેવી હસવા જેવી હતી એ તેના ધ્યાનમાં આવ્યું, ને બહાર ન સંભળાય એટલે મોટેથી તે હસવા લાગી. પણ પાછું યાદ આવ્યું કે સાધુ જો મારું હસવું સાંભળે તો કદાચ ડગે; ને ડગે એમ તો એ ઇચ્છતી હતી. એટલે એણે મોટેથી હસવા માંડયું. ને એના મોજીલા, કુદરતી ને હેતાળ હાસ્યની અસર સાધુના મન પર તેણે ધારી હતી એવી જ થઈ.

'હા, આવા માણસ પર હું ખરેખર વારી જાઉં — કેવી આંખો! કેવો સાદો ને ખાનદાન ચહેરો! ને એમાં કામવાસના પણ છે હોં! પ્રાર્થના ભલેને ગમે એટલી બબડે તેથી શું?' તે વિચાર કરવા લાગી. 'આવી વાતોમાં સ્રીને કોઈ છેતરી ન શકે. એણે બારીએ ડોકિયું કર્યું ને મને જોઈ કે તરત જ એ સમજી ગયેલો, ને એને ખબર પડી ગઈ હતી. એની ચમક એની આંખમાં હતી, ને ત્યાં કાયમ હતી. એને મારે વિષે પ્રેમ ઊપજવા માંડેલો; ને મારા દેહને વિષે વાસના પણ પેદા થવા લાગેલી. હા — વાસના!' કહી તેણે બૂટ કાઢયો, ને મોજાં ઉતારવા માંડયાં. લાંબાં ને તંગ બાંધેલાં મોજાં ઉતારવા માટે ચણિયો ઊંચો કરવો પડે એમ હતું. એને જરાક મૂંઝવણ થઈ ને એણે કહ્યું :

'અહીં ન આવશો હોં!'

પણ ભીંતની બીજી બાજુથી જવાબ ન મળ્યો. પ્રાર્થના એકધારી ચાલી રહી હતી. કશુંક ખસતું હોય એવો પણ અવાજ આવતો હતો.

માકોવીને થયું, 'અંદર એ લાંબો થઈને પ્રણિપાત કરે છે એમાં તો શક નહીં. પણ એમ પગે લાગ્યે તે કંઈ મન હાથમાં આવતું હશે કે, ભલા માણસ? જેમ હું એનું ચિન્તન કરું છું તેમ

એ પણ મનમાં તો મારું જ ચિન્તન કરી રહ્યો છે. મારા પગને વિષે વિચાર કરતાં જેવી લાગણી મને થાય છે તેવી લાગણીથી એ પણ મારા પગનો જ વિચાર કરી રહ્યો છે.' તેણે ભીનાં મોજાં ખેંચી કાઢયાં, પગ પાટલી પર મૂકયા, ને શરીર નીચે દબાવી દીધા. એ રીતે તે થોડીક વાર બેસી રહી. ઢીંચણ ઊંચા કરી તેની આસપાસ હાથ રાખ્યા, ને ચિન્તાતુર દૃષ્ટિએ સામે જોઈ રહી. 'પણ આ તો વેરાન વગડું છે. કોઈ કદી જાણવાનું પણ નથી...'

તે ઊઠી, મોજાં ચૂલા પાસે લઈ ગઈ, ને લોખંડના સળિયા પર મૂકવી દીધાં. સળિયો વિચિત્ર હતો. તેને તેણે ફેરવી જોયો; ને પછી, ઉઘાડે પગે હળવાં પગલાં ભરતી, આવીને પાટલી પર પગ ઊંચા લઈ બેઠી.

વચલા આંતરાની પેલી બાજુ સંપૂર્ણ શાન્તિ હતી. તેણે ગળે લટકતા નાનકડા ઘડિયાળ પર નજર નાખી. બે વાગ્યા હતા. 'અમારી મંડળી ત્રણેક વાગે તો પાછી આવશે!' હવે એની પાસે કલાકથી વધારે વખત નહોતો. 'તો શું મારે આમ સાવ એકલી બેસી રહેવું? છટ્, એ વાતમાં કંઈ માલ નથી! મારે આમ બેસવું જ નથી. હું એને એકદમ બોલાવીશ.'

'ફાધર સર્જિયસ! ફાધર સર્જિયસ! સરજી મિટ્રીચ! પ્રિન્સ કાસાટ્સ્કી!'

આંતરાની પેલી બાજુ તો સુમસામ હતું.

'જુઓ સાંભળો! આ તો નરી નિર્દયતા કહેવાય. તમારું ખાસ કામ ન હોત તો હું તમને ન બોલાવત. હું માંદી છું. મને શું થાય છે તેની સમજ પડતી નથી!' જાણે દરદ થતું હોય એવો અવાજ કાઢી તેણે બૂમો પાડી. 'ઓરે! ઓરે!' કરીને ચીસ પાડી, ને પાછી પાટલી પર પડી. અને વિચિત્ર વાત તો એ કે એને ખરેખર એમ લાગવા માંડયું કે મારી શક્તિ ખૂટતી જાય છે, મને

મૂર્છા આવે છે, મારું એકેએક અંગ દુખે છે, ને હું તાવથી કાંપી રહી છું.

'જરા સાંભળો તો! મને મદદ કરોને! મને શું થાય છે તે હું સમજી શકતી નથી. ઓરે! ઓરે!' તેણે કાંચળીનાં બટન ઉઘાડયાં, છાતી ખુલ્લી કરી, ને કોણી સુધી ઉઘાડા હાથ ઊંચા કર્યા. 'ઓરે! ઓરે!'

આ બધો વખત સર્જિયસ એની ઓરડીમાં ઊભો ઊભો ભગવાનનું રટણ કરતો હતો. સાંજે બોલવાની પ્રાર્થનાઓ બોલી રહ્યો એટલે હાલ્યાચાલ્યા વિના સ્થિર ઊભો રહ્યો, ને આખો આત્મા નિચોવીને મનમાં કહ્યું: 'હે ઈસુ ભગવાન, હે ઈશ્વરપુત્ર, મારા પર દયા કરો!'

પણ એણે બધું સાંભળ્યું હતું. પેલી બાઈએ કપડાં ઉતાર્યાં ત્યારે તેનું રેશમ કેવું ફફડયું હતું; તે ઉઘાડે પગે ભોંય પર કેવી ચાલી હતી; ને તેણે હાથ વડે પગનાં તળિયાં કેવાં ઘસ્યાં હતાં; એ બધું એને કાને પડયું હતું. પોતાની નિર્બળતાનો તેને ખ્યાલ હતો, ને થતું હતું કે હું કદાચ કોઈ પણ પળે લપસી પડીશ. તેથી જ તે જરાયે અટકયા વિના નિરંતર પ્રાર્થના કરી રહ્યો હતો. એક પરીકથામાં નાયકને આઘુંપાછું જોયા વિના આગળ ને આગળ ચાલ ચાલ કરવું પડે છે. એ નાયકના જેવી એની સ્થિતિ હતી. સર્જિયસ જોતો ને સાંભળતો હતો કે પેલી બાજુ ભય અને વિનાશ બેઠેલો છે; તે મારી ઉપર ને મારી આસપાસ ઝઝૂમી રહ્યા છે; ને હું એક પલકવાર પણ એ દિશામાં નજર ન કરું તો જ બચી શકું એમ છું. પણ એકાએક એને ત્યાં જોવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. તે પળે જ બાઈએ કહ્યું:

'આ કંઈ માણસાઈ ન કહેવાય. હું કદાચ મરી જઈશ...'

'હા, હું એની પાસે જઈશ તો ખરો, પણ પેલા સંતે એક હાથ કુલટા પર મૂકેલો ને બીજો સળગતી સગડીમાં નાખેલો એના

જેવું કરીશ. પણ સળગતી સગડી તો અહીં છે નહીં.' તેણે આસ-પાસ નજર નાખી. દીવો! દીવાની જ્યોત પર તેણે આંગળી મૂકી, ને ભવાં ચડાવી દુઃખ વેઠવાની તૈયારી કરી. લાંબા વખત સુધી તો લાગ્યું જાણે કશું થતું જ નથી. આ દુઃખ પૂરતું છે કે નહીં એનો નિશ્ચય તે હજુ કરી શક્યો નહોતો. ત્યાં તો એકાએક તેને આખે શરીરે વેદના થઈ આવી, તેણે ઝાટકો મારીને હાથ ખેંચી લીધો, ને હવામાં હલાવ્યો. 'ના, આ મારાથી નહીં સહેવાય!'

'ભગવાનને ખાતર મારી પાસે આવોને! હું મરી જાઉં છું! ઓરે!'

'ત્યારે — શું હું લપસી પડવાનો? ના, નહીં જ લપસું!'

'હમણાં જ આવ્યો હોં તમારી પાસે,' કહી તેણે બારણું ઉઘાડયું, જોેની ઓરડીમાં બેઠેલી રંભા તરફ નજર નાખ્યા વિના જ આખી ઓરડી વટાવી, ને બહારની રવેશીમાં જ્યાં એ લાકડાં ચીરતો ત્યાં ગયો. ત્યાં લાકડાનું એક ગચિયું શોધી કાઢયું, ને ભીંતે ટેકવીને મૂકેલી કુહાડી લીધી.

'અબઘડી આવ્યો હોં!' કહી તેણે જમણે હાથે કુહાડી લીધી, ડાબા હાથની પહેલી આંગળી (તર્જની) ગચિયા પર મૂકી, કુહાડી વીંઝી, ને બીજા વેઢાની નીચેના ભાગમાં ઘા કર્યો. એટલી જ જાડાઈની લાકડી ઊડે એના કરતાં વધારે વેગથી આંગળી ટચાક કરતી ઊડી; ને ઊછળીને ગચિયાની કોર પર અથડાઈ, ને ત્યાંથી ભોંય પર પડી.

આંગળી પડતી સંભળાઈ ત્યાં સુધી તો તેને કશું દર્દ થયું નહીં. પણ આશ્ચર્ય પામવાનો વખત મળે તે પહેલાં તો તેને વેદના ને બળતરા થવા લાગી, ને ગરમ ગરમ લોહી વહેતું દેખાયું. તેણે ઉતાવળે ડગલાની ચાળમાં આંગળીનું ઠૂંઠું ઢાંકી દીધું, ને તેને કેડે દબાવી ઓરડીમાં ગયો. ત્યાં પેલી અપ્સરાની સામે ઊભો રહી તેણે આંખો નીચી ઢાળી, ને ધીરે અવાજે પૂછયું: 'તમારે શું જોઈએ છે?'

પેલીએ એના ફીકા ચહેરા સામે ને એના કાંપતા ડાબા ગાલ સામે જોયું, ને એના મનમાં એકાએક શરમ ઊપજી. તે કૂદીને ઊભી થઈ, રુવાંટીનો ડગલો ખીંટીએથી લઈ લીધો, ને તેના વડે શરીર ઢાંકી દીધું.

'મને દરદ થતું હતું...મને શરદી થઈ છે...હું...ફાધર સર્જિયસ...હું...'

સર્જિયસે આનંદના શાન્ત તેજથી ચળકતી પોતાની આંખો બાઈ પર ઠેરવી, ને કહ્યું:

'બહેન, તેં તારા અમર આત્માનો નાશ કરવાની ઇચ્છા શા સારુ રાખેલી ? જગતમાં પ્રલોભનો તો આવે છે ને આવવાનાં. પણ એ પ્રલોભનો જે માણસની મારફતે આવે તે માણસ અભાગી છે. તું પ્રભુની પ્રાર્થના કર ને માગ કે તે આપણને ક્ષમા કરે !'

માકોવી સાંભળી રહી. ને સાધુ સામે જોવા લાગી. એકાએક જાણે કશુંક ટપકતું હોય એવો અવાજ તેને સંભળાયો. તેણે નીચી નજર કરી તો જોયું કે સાધુના ડગલામાં થઈને તેના હાથનું લોહી દડદડ ટપકી રહ્યું છે.

'તમે હાથને શું કર્યું ?' તેને જે અવાજ સંભળાયેલો તે યાદ આવ્યો. નાનો દીવો હાથમાં લઈ તે રવેશીમાં ગઈ. ત્યાં ભોંય પર લોહીનીંગળતું આંગળીનું ટચકું પડયું હતું. તે પાછી ફરી. તેનો ચહેરો સાધુના કરતાંયે ફીકો થઈ ગયો. તે કંઈક કહેવા જતી હતી, ત્યાં તો સાધુ બોલ્યા વિના પાછલી ઓરડીમાં ગયો ને બારણું વાસી દીધું.

'મને ક્ષમા કરો !' માકોવીએ કહ્યું. 'હું મારા પાપનું પ્રાયશ્ચિત કેવી રીતે કરી શકું ?'

'ચાલી જા.'

'મને તમારી આંગળીએ પાટો બાંધવા દો.'

'અહીંથી ચાલી જા તું.'

માકોવીએ ઉતાવળે, ને જરાયે અવાજ કર્યો વિના, કપડાં પહેરી લીધાં; ને રુવાંટીનો ડગલો પહેરીને તૈયાર થઈ એટલે રાહ જોતી બેઠી. બહાર ગાડીની ઘંટડીઓ સંભળાઈ.

‘ ફાધર સર્જિયસ, મને ક્ષમા કરો ! ’

‘ તું ચાલી જા હવે. ક્ષમા કરનારો તો ઈશ્વર છે.’

‘ ફાધર સર્જિયસ ! હું મારું જીવન બદલી નાખીશ. મારો ત્યાગ ન કરશો. ’

‘ તું જા હવે. ’

‘ મને ક્ષમા કરો — ને મને આશીર્વાદ આપો ! ’

‘ પિતા, પુત્ર ને પવિત્ર આત્માને નામે ! ’ — તેણે આંતરા પાછળથી અવાજ સાંભળ્યો. ‘ જા ! ’

માકોવી હૈયાફાટ રડી પડી, ને ગુફા બહાર ગઈ. પેલો વકીલ એને મળવાને સામો આવ્યો.

‘ અરે, હું તો શરતમાં હાર્યો દેખું. હવે કંઈ છૂટકો છે ? તમે ક્યાં બેસશો ? ’

‘ ગમે ત્યાં. ’

તે ગાડીમાં બેઠી, ને ઘેર જતાં આખે રસ્તે એક શબ્દ પણ બોલી નહીં.

વરસ દહાડા પછી તેણે ઉમેદવાર તરીકે સ્ત્રીઓના એક મઠમાં પ્રવેશ કર્યો. સાધુ આર્સેની તેને લાંબે ગાળે કાગળો લખીને સૂચનાઓ આપતા. તેમની દેખરેખ નીચે તે કડક ને સંયમી જીવન ગાળવા લાગી.

૪

સાધુ સર્જિયસે એ જ ગુફામાં બીજાં સાત વરસ કાઢ્યાં.

પહેલાં તો લોકો એને માટે ચા, ખાંડ, સફેદ રોટી, દૂધ, કપડાં ને બળતણ વગેરે લાવતા તેમાંનું ઘણું એ સ્વીકારતો. પણ

જેમ વખત વીતતો ગયો તેમ તેમ તેણે જીવનની કઠોરતા વધારી; ખાસ કામની ન હોય એવી એકેએક ચીજ લેવાની ના પાડવા માંડી; ને છેવટે અઠવાડિયે એકવાર રાઇના* રોટલા સિવાય બીજું બધું લેવાનું બંધ કર્યું. લોકો બીજું જે કંઇ લઈ આવતા તે બધું તે એની પાસે આવનારા ગરીબોને વહેંચી દેતો. આખો વખત ગુફાની ઓરડીમાં, ધ્યાન અને પ્રાર્થનામાં ને મળવા આવનાર લોકો જોડે વાતો કરવામાં ગાળતો. જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ મળવા આવનારની સંખ્યા ઉત્તરોત્તર વધતી ગઇ. હવે તો તે વરસમાં ત્રણ જ વાર બહારને દેવળે જતો; ને જરૂર પડે ત્યારે પાણી ભરવા ને લાકડાં લાવવા જતો.

મારોવી જોડેનો પ્રસંગ તેના ગુફાવાસ પછી પાંચ વરસે બન્યો હતો. મારોવી રાતે ગુફામાં ગઈ, તેનો હૃદયપલટો થયો, ને તે સાધ્વી થઈ—એ બધી વાત થોડા વખતમાં લોકોમાં ફેલાઈ ગઈ. ત્યારથી સાધુ સર્જિયસની કીર્તિ વધી. દર્શને આવનાર લોકોની ભીડ વધવા લાગી. બીજા સાધુઓ આવી એની ગુફા પાસે વસ્યા. પાસે એક દેવળ ઊભું થયું, ને એક અતિથિગૃહ પણ બંધાયું. આવા દાખલા-માં હંમેશાં બને છે તેમ એની તપસ્યા ને સિદ્ધિ વિષેની અતિ-શયોક્તિ સાથે એની કીર્તિ ગામ પરગામ ફેલાઈ, ને તેનો વિસ્તાર વધતો ગયો. લોકો દૂરદૂરથી એનાં દર્શન કરવા આવવા લાગ્યા. માંદાં અને પાંગળાંને પણ લઇ આવતા, ને કહેતા કે સાધુ મહારાજ એમને સાજાં કરી દે છે.

એણે માંદા માણસને સાજું કર્યાનો પહેલો દાખલો ગુફાવાસના આઠમા વરસમાં બન્યો. ચૌદ વરસનો એક છોકરો હતો. મા તેને સાધુ પાસે લાવી, ને હઠ કરીને કહેવા લાગી કે 'મારા દીકરાને માથે હાથ મૂકો ને મૂકો.' મારાથી માંદાંને સાજાં કરી શકાય છે એવો ખ્યાલ તો સાધુને કદી સ્વપ્નેય આવ્યો નહોતો. એવા વિચાર-

* રશિયામાં થતું બંટીને મળતું એક અનાજ.

ને તેણે અહંકારરૂપી ભારે પાપમાં ગણી કાઢયો હોત પણ જે મા દીકરાને લઈ આવેલી તેણે તો આગ્રહભેર એને કાલાવાલા કર્યાં, તેને પગે પડી, ને કહેવા લાગીઃ ' તમે બીજાંને સાજાં કરો છો ને મારા છોકરાને જ સાજો કરવાની ના કેમ પાડો છો ? ' ઈસુના સોગન દઈને વિનવણી કરી. સાધુએ કહ્યું કે ' માંદાંને સાજાં કરનાર તો એકલો પરમાત્મા જ છે. ' તો મા કહેઃ ' હું તો એટલું જ માગું છું કે તમે મારા છોકરાને માથે હાથ મૂકો ને તેને માટે પ્રાર્થના કરો. ' સાધુએ ના પાડી, ને ગુફામાં ચાલ્યો ગયો. પણ બીજે દિવસે ( પાનખરનો વખત હતો, ને રાતે ટાઢનો ચમકારો શરૂ થઈ ગયો હતો ) તે પાણી ભરવા ગયો ત્યાં એ જ મા ચૌદ વરસના એના ફીકા પડી ગયેલા છોકરાને લઈને સામી મળી, ને એની એ વિનવણી કરવા લાગી.

સર્જિયસને અન્યાયી ન્યાયાધીશની વાર્તા યાદ આવી. આ સ્ત્રીને ના જ પાડવી એ વિષે તેને અગાઉ ખાતરી હતી. પણ હવે તેને આનાકાની થવા લાગી. આનાકાની થઈ એટલે પ્રાર્થના શરૂ કરી, ને મનમાં નિશ્ચય થયો ત્યાં લગી ચાલુ રાખી. એ નિશ્ચય એવો હતો કે ' મારે આ સ્ત્રીની વિનંતી માન્ય રાખવી જોઇએ, ને એની શ્રદ્ધાથી એનો છોકરો બચી જશે. હું પોતે તો આ દાખલામાં કેવળ ઇશ્વરે પસંદ કરેલું એનું સાધન જ બનીશ. '

આ પછી તેણે બહાર જઈ પેલી માની ઇચ્છા તૃપ્ત કરી—તેના છોકરાના માથા પર હાથ મૂક્યો ને પ્રાર્થના કરી.

મા દીકરાને લઈને ચાલી ગઈ. મહિના પછી તેનો છોકરો સાજો થયો. મહંત સર્જિયસ ( તેને હવે એ નામે લોકો ઓળખતા ) ની રોગ મટાડવાની શક્તિનો એ જિલ્લામાં ચોમેર ડંકો વાગી ગયો. તે પછી એવું એકે અઠવાડિયું જતું નહીં જ્યારે માંદાં માણસો, ઘોડે બેસીને કે પગપાળાં, સર્જિયસની પાસે ન આવતાં હોય. એકની વિનવણી માન્યા પછી તે બીજાંને શી રીતે ના કહી શકે ? એટલે

તે ઘણુાંને માથે હાથ મૂકતો ને પ્રાર્થના કરતો. ઘણાં સાજાં થતાં. સર્જિયસની કીર્તિ વધારે ને વધારે ફેલાવા લાગી.

આ રીતે સાત વરસ પહેલા મઠમાં ને તેર તાપસની ગુફામાં વીતી ગયાં. હવે તે ડોસા જેવો દેખાતોઃ દાઢી લાંબી વધી હતી ને વાળ ધોવા થવા આવ્યા હતા; પણ માથાના વાળ તો આછા છતાં હજુ કાળા ને વાંકડિયા હતા.

૫

કેટલાંક અઠવાડિયાંથી સાધુ સર્જિયસના મનમાં એક જ વિચાર ઘોળાઈ રહ્યો હતો—'હું આ કરું છું તે યોગ્ય છે ખરું ?' પેલો છોકરો સાજો થયો ત્યારથી દર મહિને, દર અઠવાડિયે, ને દરરોજ સર્જિયસને એમ લાગતું હતું કે મારું પોતાનું આધ્યાત્મિક જીવન દહાડે દહાડે ઘસાતું જાય છે, અને તેની જગાએ હું બહારના જીવનમાં વધારે ને વધારે મશગૂલ થતો જાઉં છું.' અગાઉ એ અંતર્મુખ હતો ને અંતરમાં દૃષ્ટિ કરી શકતો, તેને બદલે હવે બહિર્મુખ બની ગયેલો, ને બહારની વાતોમાં જ રચ્યોપચ્યો રહેતો.

સર્જિયસે જોયું કે એ પોતે મઠ તરફ માણસો ને પૈસા આકર્ષવાનું એક સાધન થઈ પડયો હતો; ને તેથી મઠના અધિકારીઓએ તેનો વધારેમાં વધારે ઉપયોગ કરી લેવાની ગોઠવણ કરી હતી. દાખલા તરીકે, તેઓ એને હવે અંગમહેનતનું કશું કામ કરવા દેતા નહીં. તેને જે કંઈ જોઈએ તે પૂરું પાડતા; ને એની પાસે એટલું જ માગતા કે 'તમારા આશીર્વાદ લેવા આવનાર કોઈ પણ માણસને તમારે ના પાડવી નહીં.' એની સગવડને ખાતર તેમણે મુલાકાતીઓ માટે અમુક દિવસો નક્કી કરી આપ્યા. પુરુષોને મળવા માટે એક દીવાનખાનું બનાવી આપ્યું. એક જગાએ આડો કઠેરો બનાવી આપ્યો, જેથી દર્શને આવનારી સ્ત્રીઓનું ટોળું એને હડસેલી ન પાડે, ને તે વિનાઅડચણે ઊભો રહી આવેલાંને આશીર્વાદ આપી શકે.

એમણે સર્જિયસને કહ્યું કે 'લોકોને તમારી જરૂર છે. એટલે ઇસુ ભગવાનના પ્રેમધર્મને અનુસરીને તમારાથી એમને મળવાની ના ન પાડી શકાય. ના પાડો તો નિર્દયતા જ ગણાય.' આનો તો એનાથી ઇનકાર કરી શકાય એમ હતું નહીં. પણ જેમજેમ તે આ પ્રકારના જીવનમાં વધારે ને વધારે ઊતરતો, તેમતેમ એને લાગતું કે મારા હૃદયનો ઝરો સુકાઈ જાય છે, હું સાવ બહિર્મુખ થતો જાઉં છું, ને અત્યારે હું જે કંઇ કરું છું તે ઇશ્વરને રાજી કરવા કરું છું એના કરતાં વધારે તો માણસોને રાજી કરવા ને તેમની વાહવા મેળવવાને કરું છું.

તે લોકોને ઉપદેશ કરતો, કે માત્ર તેમને આશીર્વાદ આપતો, કે માંદાને માટે પ્રાર્થના કરતો, કે લોકોને તેમનાં જીવન વિષે સલાહ આપતો, અથવા તો જે લોકોને તેણે ઉપદેશ, ભિક્ષા કે રોગોપચાર દ્વારા મદદ કરી હોય તેમનાં આભારનાં વચન સાંભળતો, ત્યારે તેને એ વાતથી આનન્દ ઊપજ્યા વિના રહેતો નહીં. તેની પ્રવૃત્તિનું જે પરિણામ આવતું હતું, ને લોકો પર તેનો જે પ્રભાવ પડતો હતો, તે તરફ એનાથી દુર્લક્ષ કરી શકાય એમ નહોતું. તેને થવા લાગ્યું કે હું એક તેજસ્વી જ્યોતિર્ધર છું. એ વિચાર તેના મનમાં જેમ જેમ પાકો થતો ગયો, તેમ તેમ એને એ ભાન વધતું ગયું કે મારા અંતરમાં સત્યનું જે દૈવી તેજ પ્રકાશતું હતું તે ધીરેધીરે ઝાંખું પડતું જાય છે, ને અલોપ થઇ રહ્યું છે.

'હું જે કંઇ કરું છું તે કેટલું ઈશ્વરને રાજી કરવાને છે, ને કેટલું માણસોને રીઝવવા માટે છે?' એ પ્રશ્ન એને ફરીફરીને સતાવતો હતો. એનો ઉત્તર એ આપી ન શકતો એવું નહોતું, પણ એ ઉત્તર એનાથી સહન થઇ શકતો નહીં.

એના આત્મામાં ઊંડે ઊંડે એને એમ લાગતું હતું કે અગાઉ હું ઇશ્વરની ઉપાસના કરતો તેને બદલે શેતાને આ માણસોને રીઝવવાની પ્રવૃત્તિ મારે માટે ઊભી કરી છે. આમ લાગવાનું કારણ

હતું. અગાઉ તેને જેમ એકાંત છોડવું વસમું લાગતું, તેમ હવે એ એકાંતમાં રહેવું અઘરું લાગતું. દર્શને આવનાર માણસો તેને પજવતા ને થકવતા. પણ તેના હૈયામાં ઊંડે ઊંડે તો એમની હાજરીથી આનન્દ જ થતો; ને તેઓ એના પર જે વખાણનો વરસાદ વરસાવતા તેનાથી તે રાજી થતો.

એકવાર એણે નાસીને ક્યાંક સંતાઈ જવાનો નિશ્ચય કર્યો. એને માટે જે કંઈ કરવું જરૂરી હતું તેની યોજના સુદ્ધાં કરી રાખી. ખેડૂતને પહેરવાનાં પહેરણ, પાટલૂન, કોટ ને ટોપી તૈયાર પણ કરાવ્યાં. પૂછનારને ખુલાસો આપ્યો કે એ તો માગણોને આપવા માટે છે. એ કપડાં પોતાની ઓરડીમાં રાખ્યાં. તે કેવી રીતે પહેરવાં, વાળ કેવા ટૂંકા કપાવવા, ને કેવી રીતે નાસી જવું, એની યોજના પણ ઘડી. એમ નક્કી કર્યું કે પહેલાં તો રેલગાડીમાં બેસી એક વર્સ્ટ દૂર જવું, ને પછી એક ગામથી બીજે ગામ એમ ચાલતા જવું. એક ડોસો લશ્કરમાં નોકરી કરી આવેલો તેને પૂછી પણ જોયું કે 'તમે પોતે કેવી રીતે પગપાળા ફરો છો? લોકો તમને શું ખાવાનું આપે છે? રહેવાનું કેવું આપે છે?' ડોસાએ કહ્યું: 'અમુક જગાએ લોકો બહુ ભલા ને ઉદાર છે; ને અમુક ઠેકાણે તેઓ રસ્તે જનારાને રાતવાસો રહેવા દે છે.' એ માહિતીનો લાભ લેવાનો સર્જિયસે ઇરાદો રાખ્યો હતો. એક દહાડો રાતે તેણે નાસી છૂટવા માટે એ કપડાં પહેર્યાં પણ ખરાં. પણ મન પાછું પડ્યું. રહેવું સારું કે જવું સારું એ વિષે મનમાં ઘડભાંજ ચાલી. પહેલાં તો તેને શંકા હતી. પણ પછી સંશય જતો રહ્યો. તે રૂઢિને વશ થયો, ને જીવનની દોર શેતાનના હાથમાં સોંપી દીધી. ખેડૂતનો પોશાક કોરે રહી ગયો. એકવાર મને આવો વિચાર આવેલો ને આવી લાગણી ઊપજેલી એટલું એ જોઇને ક્વચિત યાદ આવતું, એટલો જ એનો ઉપયોગ રહ્યો.

દહાડે દહાડે દર્શનાતુર લોકોની ભીડ વધવા લાગી. સાધુને

પ્રાર્થના ને આત્મનિમજ્જન માટે ઘણો ઓછો વખત રહેવા લાગ્યો. ક્યારેક ઘેલછા ઓસરી જતી ને ડહાપણ આવતું ત્યારે તેને વિચાર આવતો કે ' કોઇ જગાએ એક કાળે પાણીનો ઝરો હોય એ જગાના જેવી મારી દશા છે. જીવતા પાણીનો એક નાનકડો ઝરો હતો, ને મારામાંથી ને મારામાં થઇને વહેતો હતો. એ સાચું જીવન હતું. પેલીએ મને લોભાવવાનો પ્રયત્ન કરેલો એ વખત ત્યાર હતો ! ' (એ રાતનો ને એ સ્ત્રીનો વિચાર કરતાં એના મનમાં આનન્દની લહેરો ઊઠતી. એ સ્ત્રી તે હવે સાધ્વી ઍગ્નીસ હતી.) એ સ્ત્રીએ એ શુદ્ધ જળનો આસ્વાદ લીધો હતો. પણ ત્યારથી એ ઝરાને નવું પાણી ભેગું કરવાનો વખત જ મળ્યો નહોતો. નવું પાણી આવે તે પહેલાં તો તરસ્યા લોકો ભીડ મચાવતા ને એકબીજાને હડસેલતા આવી પહોંચ્યા હતા. તેમણે આખી જમીન ખૂંદી નાખી હતી. ને એ જગાએ હવે કાદવ સિવાય કશું જ રહ્યું નહોતું.

તેનું મન કોઈ વિરલ ક્ષણોમાં ઠેકાણે હોય ને ઘેલછાનો નશો ઊતરી ગયો હોય ત્યારે તેને આવા વિચારો આવતા. પણ સાધારણ રીતે તો તેના મનમાં હંમેશાં થાક હોય, ને એ થાકને લીધે પોતાને વિષે કોમળ દયાનો ભાવ ઊપજતો હોય.

વસંતઋતુનો વખત હતો. કોઇ મોટા સંતનો ઉત્સવ હતો. તે દિવસે સાધુ સર્જિયસ એની ગુફા પાસેના દેવળમાં પ્રાર્થના ચલાવવાનો હતો. એ નાનકડું દેવળ વીસેક માણુસ માય એવડું હતું. એકેએક બેઠક રોકાઇ ગઇ હતી. આવનારા સહુ શ્રીમંત મૂડીદારો કે વેપારીઓ હતા. સર્જિયસ તો જે આવે તે સહુને પ્રવેશ આપતો. પણ જે સાધુ એની તહેનાતમાં હતો તેણે, અને મઠમાં રોજ આવનારા મદદનીશે મળીને આજને માટે માણસોની પસંદગી કરી હતી. યાત્રીઓ ને ખેડૂતો, ને ખાસ કરીને ખેડૂતવર્ગની સ્ત્રીઓ, મળીને એંસીએક માણસનું ટોળું બહાર ઊભું ઊભું વાટ જોતું હતું કે સાધુ મહારાજ ક્યારે આવે ને અમને દુવા આપે. દરમ્યાન તે

અંદર પ્રાર્થના ચલાવતો હતો. પણ પછી તે દેવળ બહાર આગલા પાદરીની કબર પાસે ગયો ત્યાં તેને તમ્મર આવી ગયાં; ને પાસે ઊભેલા એક વેપારી ને બીજા પાદરીએ એને પકડી લીધો ન હોત તો તે પડી જાત.

'શું થયું, ફાધર સર્જિયસ! ભલા માણસ! હે ભગવાન!' સ્ત્રીઓ બોલી ઊઠી. 'જુઓને કેવા ધોળાધબ થઈ ગયા છે!'

પણ સર્જિયસને તરત જ કળ વળી. તે બહુ જ ફીકો પડી ગયો હતો, છતાં તેણે વેપારી ને પાદરીને આઘા કાઢ્યા, ને પ્રાર્થના ગાવી ચાલુ રાખી.

ફાધર સિરાફીમ ને બીજા પાદરીઓ, ને ગુફા પાસે હંમેશાં રહેનારી એક શ્રીમંત સ્ત્રી સોફિયા ઇવાનોવના, એ સહુએ સર્જિયસની સારવાર કરી, ને તેને પ્રાર્થના પૂરી કરવાને વિનંતી કરી.

'ના, કશું જ થયું નથી,' તેણે સહેજ મોં મલકાવી કહ્યું, ને પ્રાર્થના ચાલુ રાખી. 'હા! સંતો આવી જ રીતે વર્તેલા!' તેણે મનમાં વિચાર કર્યો.

'ખરા મહાત્મા છે — ખરા દેવદૂત છે!' એ જ વખતે તેણે સોફિયાના શબ્દો સાંભળ્યા. જે વેપારીએ એને ટેકો આપેલો તે પણ એમ જ બોલ્યો.

પ્રાર્થના પૂરી થયા પછી સર્જિયસે ભેગા થયેલા લોકોને આશીર્વાદ આપ્યા; ને પછી ગુફાના પ્રવેશદ્વાર આગળ એક ઝાડ નીચે પડેલી પાટલી પર જઈને બેઠો. તેને આરામ અને તાજી હવા લેવાં હતાં — બંનેની તેને જરૂર હતી. પણ તે દેવળમાંથી બહાર નીકળ્યો કે તરત જ લોકો તેની પાસે ધસી આવ્યા, ને તેની પાસે આશીર્વાદ, ઉપદેશ ને મદદ માગવા લાગ્યા. એ યાત્રીઓ હતા; એક ધામથી બીજે ધામ, ને એક સાધુથી બીજા સાધુ પાસે ભમ્યાં કરતા, ને એકેએક તીરથી ને એકેએક વેરાગીને જોઈ મુગ્ધ થઈ જતા. આ સાવ સાધારણ, લાગણી વિનાના, રૂઢિપૂજક, ને અત્યંત અધાર્મિક

વર્ગને સર્જિયસ ઓળખતો હતો. બીજા એક પ્રકારના યાત્રીઓમાં મોટે ભાગે નોકરીમાંથી છૂટા થયેલા સૈનિકો આવતા. તેઓ વ્યવસ્થિત જીવનને ટેવાયેલા નહોતા; ગરીબાઈથી પીડાતા હતા; ને એમાંના ઘણા ઘરડા દારૂબાજ હતા, તે કેવળ પેટ ભરવાને સારુ એક મઠથી બીજે મઠ એમ ભમ્યાં કરતા હતા. તે ઉપરાંત કેટલાંક અણઘડ ખેડૂત સ્ત્રીપુરુષો પોતાનો સ્વાર્થ સાધવા — માંદાંને સાજાં કરાવવા, કે પોતાના સંસારના પ્રશ્નોના ઉકેલ કરાવવા, દીકરીને ક્યાં પરણાવવી, દુકાન ભાડે લેવી કે નહીં, અમુક જમીન ખરીદવી ,કે નહીં, ને જાણેઅજાણે થયેલી બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું એ પૂછવા — આવતાં.

આ બધી જૂની વાત હતી, ને એમાં સર્જિયસને જરાયે રસ નહોતો. તેને ખબર હતી કે મને આ લોકો પાસેથી કશું નવું સાંભળવા મળવાનું નથી, ને એ મારા મનમાં કશી ધાર્મિક લાગણી પેદા કરી શકવાના નથી. છતાં આટલાં બધાં માણસોને મારા આશીર્વાદ ને ઉપદેશની જરૂર પડે છે એમ જોઈ તેનું મન રાજી થતું. એટલે આ ભીડથી તેના મનને જેમ ત્રાસ થતો તેમ આનન્દ પણ થતો. સાધુ સિરાફીમે લોકોને હાંકી કાઢવા માંડ્યા, ને કહ્યું કે 'મહંતજી હવે થાકી ગયા છે.' પણ સર્જિયસને ઈસુનું પેલું વચન યાદ આવ્યું: 'એમને (બાળકોને) મારી પાસે આવતાં રોકશો નહીં.' એ વચન યાદ આવતાં તેને પોતાને વિષે મનમાં કોમળ લાગણી ઊપજી, ને તેણે કહ્યું કે 'આવવા દો એ લોકોને.'

તે ઊઠ્યો, જે કઠેરાની પેલી મેર લોકો ભેગા થયેલા તે વાડ આગળ ગયો; તેમને આશિષ આપવા માંડી, ને એમના સવાલોના જવાબ દેવા માંડ્યા. પણ તેનો અવાજ એટલો ધીમો નીકળવા લાગ્યો કે તેને પોતાના પર જ દયા આવી. તેની ઇચ્છા તો સહુ લોકોને 'દર્શન' આપી તેમની જોડે વાત કરવાની હતી, પણ શરીર કહ્યું કરે એમ નહોતું. તેની આંખે ફરી અંધારાં આવ્યાં, ચક્કર આવી ગયાં, ને તેણે કઠેરો પકડી લીધો. તેના માથા પર

એકદમ લોહીનો ધસારો થયો, એટલે પહેલાં તે ફીકો પડી ગયો, ને પછી એકાએક મોઢું લાલચોળ થઈ ગયું.

'હે મહારાજ!' ટોળામાંથી અવાજો આવ્યા. 'હે દયાળુ! અમને તજી ન જશો. તમારા વિના અમારો કોઈ બેલી નથી.'

પેલા વેપારીએ ઝાડ નીચેની પાટલી પર સર્જિયસને બેસાડચો, ને પોતે પોલીસની ફરજ માથે લઈ બહુ દૃઢતાપૂર્વક લોકોને હાંકી કાઢચા. સાધુ ન સાંભળે માટે તે બહુ જ ધીમે સાદે બોલ્યો એ સાચું; પણ તેના શબ્દોમાં તીખાશ અને ક્રોધ બંને હતાં.

'ચાલ્યો જા, ચાલ્યો જા! તને એમણે આશીર્વાદ તો આપ્યા. હવે વધારે તારે શું જોઈએ છે? જાઓ હવે અહીંથી; નહીં તો તમારી ડોક જ મરડી નાખીશ! અલ્યાં એ, ખસો અહીંથી! ચાલી જા, એ મેલા પાટાવાળી ડોસલી! જા, જા! આમ ઠેકતી ઠેકતી ક્યાં જાય છે? તમને લોકોને કહ્યું તો ખરું કે આજે હવે ખલાસ થયું. કાલે ભગવાનની મરજી હશે તેમ થશે, પણ આજે તો એમણે કામ ખતમ કર્યું છે!'

'એ ભઈસા'બ! મારી આંખને જરા એ મહાતમાનું દરસન કરવા દોને!' એક ડોસી બોલી.

'જોઈ મોટી દર્શન કરવાવાળી! ખોડંગતી ખોડંગતી ક્યાં જાય છે?'

સર્જિયસે જોયું કે વેપારી લોકોને બહુ દબડાવે છે. એટલે તેણે ક્ષીણ અવાજે સેવકને કહ્યું કે 'લોકોને વઢીને કાઢી ન મૂકશો.' તેને ખબર હતી કે હું ના કહીશ તોયે આ માણસો લોકોને કાઢી તો મૂકવાના જ છે. તેને એકાંત અને આરામની જરૂર પણ ઘણી હતી. પણ તેણે સેવકને આ સંદેશો લઈને મોકલ્યો; એટલા માટે કે લોકોનાં મન પર ભારે છાપ પડે.

'ભલે, ભલે! હું એમને કાઢી મૂકતો નથી. હું તો એમને સમજાવું છું,' વેપારીએ કહ્યું. 'તમે જાણો છો કે એ લોકો માણસ-

નો જીવ જાય ત્યાં સુધી ડગે એવા નથી. એમને દયા નથી. એમને તો સ્વાર્થનો જ વિચાર છે...તમને કહ્યું તો ખરું કે આજે તમને એમનાં દર્શન નહીં થાય. જાઓ! કાલે આવજો!' કરીકરીને તેણે સહુને કાઢ્યાં.

તેણે આ બધી તકલીફ ઉઠાવી એનું કારણ એ હતું કે એને વ્યવસ્થા ગમતી હતી, તેમજ તેને લોકો પર રોફ કરવામાં ને તેમને હાંકી કાઢવામાં મજા આવતી હતી. પણ મુખ્ય કારણ તો એ હતું કે તેને સર્જિયસ જોડે એકાંતમાં એકલા બેસી વાત કરવી હતી. તે વિધુર હતો. તેને એકની એક છોકરી હતી તે અપંગ અને કુંવારી હતી. તેને તે સર્જિયસ પાસે સાજી કરાવવા ઘરથી ચૌદસો વર્સ્ટ દૂર લાવ્યો હતો. છેલ્લાં બે વરસથી છોકરીને સાજી કરવા ઠેકઠેકાણે ફેરવતો હતોઃ પહેલાં પ્રાન્તના પાટનગરની વિદ્યાપીઠના રુગ્ણાલયમાં લઈ ગયેલો, પણ ત્યાં કશો ફાયદો થયો નહીં. પછી સમારા પ્રાન્તમાં એક ખેડૂતની પાસે લઈ ગયો, ત્યાં તે જરા સાજી થઈ. પછી મૉસ્કોના એક ડાકટરનો ઉપચાર કર્યો, પણ એથી તો જરાયે લાભ થયો નહીં. તે પછી તેણે સાંભળ્યું કે સાધુ સર્જિયસ રોગ મટાડી માંદાંને સાજાં કરે છે, તેથી તેની પાસે લઈ આવ્યો હતો. એટલે બધા લોકોને હાંકી કાઢ્યા પછી તે સર્જિયસની પાસે આવ્યો ને એકાએક ઘૂંટણિયે પડી મોટેથી કહેવા લાગ્યોઃ

'મહારાજ! મારી માંદી છોકરીને આશીર્વાદ આપો કે એનો રોગ મટે ને એ સાજી થાય. હું આપને પગે લાગું છું.'

આમ કહી તેણે એક હથેળી સંપુટની પેઠે બીજી હથેળી પર મૂકી. કાયદા ને રૂઢિએ ચોકસ ઠરાવેલી કંઈક વસ્તુ કરતો હોય એવી રીતે જ તે આ બધું કહેવા ને કરવા લાગ્યો—જાણે દીકરીને સાજી કરવાની વિનવણી કરવી હોય તો આ જ રીતે કરાય, ને બીજી એકે રીતે નહીં. આ બધું તેણે એવી શ્રદ્ધાથી કર્યું કે સાધુ સર્જિયસને

પણ એમ થઈ ગયું કે આ બધું આ ઢબે જ કહેવાય અને કરાય. છતાં તેણે એ વેપારીને ઊઠવાનું કહ્યું, ને પૂછ્યું કે 'તમને શું દુઃખ છે?' વેપારી કહેઃ 'મારી બાવીસ વરસની છોકરી છે. તેની મા બે વરસ પર એકાએક મરણ પામી ત્યારથી તે માંદી રહે છે. મા મરી ગઈ ત્યારે એ રડ રડ કરતી હતી, ને ત્યારથી એનું ચિત્ત ઠેકાણે આવ્યું નથી. હવે હું એને ચૌદસો વર્સ્ટ લઇ આવ્યો છું. એને અતિથિગૃહમાં રાખી છે. તમે આજ્ઞા આપો તો અહીં લઈ આવું. તે અજવાળાથી ડરે છે, એટલે દહાડે બહાર જતી નથી. સૂર્યાસ્ત પછી જ આવી શકશે.'

'એનું શરીર બહુ નબળું છે?' સર્જિયસે પૂછ્યું.

'ના, ખાસ નબળાઈ તો કશી નથી. આમ તો ખાસી હૃષ્ટપુષ્ટ છે. મનનો જ કંઈક વ્યાધિ છે એમ ડાકટરો કહે છે. આજે સાંજે એને લાવવાની રજા આપો, મહારાજ, તો હું દોડતો જઈને એને લઈ આવીશ. આ બાપના હૈયાને ટાઢું પાડો. એનો વંશવેલો કાયમ રાખો. તમે પ્રાર્થના વડે એની માંદી છોકરીને સાજી કરો, માબાપ!' વેપારી ફરી પાછો નીચો વળી પગે લાગ્યો, ને મૂઠી વાળી તેના પર માથું મૂકીને લાકડાની પેઠે હાલ્યાચાલ્યા વિના પડખામેર સૂઈ રહ્યો. સર્જિયસે એને ફરી ઊઠવાનું કહ્યું. તેને વિચાર આવ્યો: 'મારું કામ કેટલું વધી પડ્યું છે! તોયે હું ધીરજ રાખીને એ બધું કામ આટોપું છું.' તેણે ઊંડો નિસાસો નાખ્યો; ને થોડીક પળો મૌન સેવ્યા પછી કહ્યું:

'ભલે, એને આજે સાંજે લાવજો. હું એને માટે પ્રાર્થના કરીશ. પણ અત્યારે તો હું થાકી ગયો છું.' કહી તેણે આંખો મીંચી દીધી. 'હું તમને બોલાવીશ.'

વેપારી ચાલ્યો ગયો. જતી વેળા પગનાં આંગળાં પર ચાલ્યો, એને લીધે બૂટનો ચરેડાટ ઊલટો વધારે થયો. સર્જિયસ હવે એકલો પડ્યો.

દેવળની અનેક વેળાની પ્રાર્થના ને દર્શને આવનાર લોકો જોડેની વાતોમાં એનો આખો સમય રોકાઈ જતો. પણ આજે કામની ભીડ અસાધારણ હતી. સવારે એક મોટો અમલદાર આવીને એની સાથે વાત કરી ગયો હતો. તે પછી એક શ્રીમંત સ્ત્રી એના છોકરાને લઈને આવી હતી. આ છોકરો એક શંકાખોર જુવાન અધ્યાપક હતો. મા ભારે આસ્થાવાન હતી, ને સાધુ સર્જિયસની 'ભગત' હતી; એટલે તે છોકરાને સાધુ મહારાજ સાથે વાતો કરવા લઈ આવી હતી. એ વાતચીતમાં સાધુને ઘણો શ્રમ પડેલો. પેલા જુવાનને ત્યાગી સાધુ સાથે વાદવિવાદ કરવાની ઇચ્છા હોય એમ લાગતું નહોતું. એટલે કોઈ ઓછી બુદ્ધિવાળા માણસ સાથે વાત કરતો હોય એમ એણે સાધુની એકેએક વાતમાં હા ભણી હતી. સાધુએ જોયું કે જુવાનને આસ્થા બેઠી નહોતી, છતાં તેને સન્તોષ, શાન્તિ ને નિરાંત તો વળ્યાં જ હતાં. આ વાતચીત યાદ આવતાં તેને અત્યારે બેચેની થતી હતી.

'તમે કંઈક ખાઓ, મહારાજ,' સેવકે કહ્યું.

'ભલે, લાવ કંઈ.'

ગુફાથી દસેક ડગલાં દૂર એક કુટીર બનાવેલી હતી. સેવક ત્યાં ગયો, ને સર્જિયસ એકલો પડ્યો.

એક કાળે તે એકલો રહેતો, પોતાનું બધું કામકાજ જાતે કરી લેતો, ને રાઈના રોટલા કે દેવળ માટે બનાવાયેલી જાડી રોટી ખાતો. પણ એ તો જૂના જમાનાની વાત. તેને ડાકટરો તથા મિત્રો ઘણા વખતથી કહ્યાં કરતા કે 'તમને તમારા આરોગ્ય વિષે દુર્લક્ષ કરવાનો કશો અધિકાર નથી.' તેને સાદો ને માંસ વિનાનો છતાં નીરોગી ખોરાક અપાતો. તે ઓછું ખાતો; છતાં અગાઉના કરતાં તો અત્યારે વધારે જ ખાતો. અગાઉ નછૂટકે, ને પોતે કંઈક અપરાધ કરતો હોય એવો વિચાર મનમાં રાખીને, ખાતો. તેને બદલે હવે તેને ખાવામાં લહેજત આવતી. અત્યારે પણ તેને

ખાવામાં એવો જ સ્વાદ આવ્યો. તેણે થોડી કાંજી પીધી, પ્યાલો ચા પીધી, ને અડધો રોટલો ખાધો.

સેવક ગયો એટલે સર્જિયસ ઝાડ નીચે એકલો પડયો.

મે મહિનાની સાંજનો બહુ સુન્દર વખત હતો. ભુર્જ, એલ્મ, ઓક આદિ અનેક વૃક્ષોને હમણાં જ નવાં પાંદડાં ફૂટયાં હતાં.

જે ઝાડ નીચે તે બેઠો હતો તેની પાછળ જંગલી બોરનો છોડ હતો તે પૂર બહારમાં ખીલી ઊઠયો હતો. એક બુલબુલ સાવ પાસે, ને બેત્રણ નદી પાસેની ઝાડીમાં, થોડાક પ્રાસ્તાવિક સરોદો કાઢયા પછી મુક્તકંઠે ગાન કરી રહ્યાં હતાં. ખેડૂતો કામ કરીને પાછા ફરતા હતા તેમનાં ગાયનોના અવાજ દૂરદૂર નદી પરથી આવતા હતા. જંગલની પાછળ સૂરજ આથમતો હતો, ને તેનાં છેલ્લાં કિરણ પાંદડાંની આરપાર ચમકતાં હતાં. એ બધી બાજુ લીલા રંગની શોભા સોળે કળાએ ખીલી રહી હતી. બીજી બાજુ જ્યાં એલ્મનું ઝાડ હતું ત્યાં કાળો રંગ છવાયો હતો. પતંગિયાં કશા ઠેકાણા વિના આમતેમ ઊડતાં હતાં, ને કશાક જોડે અથડાય એટલે ફડાફડ ભોંય પર પડતાં.

વાળુ પછી સાધુએ મનમાં જ પ્રાર્થના કરવા માંડીઃ 'હે ઇસુ ભગવાન, હે ઇશ્વરપુત્ર, અમારા પર દયા કરો!' પછી એક ભજન વાંચ્યું. ભજન અડધું વંચાયું ત્યાં પાસેના છોડ પરથી ઓચિંતી એક ચકલી ઊડીને આવી, જમીન પર બેઠી, તેના તરફ કૂદતી કૂદતી આવી ચીં ચીં કરવા લાગી, પણ પછી કશાકની બીક લાગી એટલે ઊડી ગઈ. સાધુ પોતાના સંસારત્યાગને લગતી એક પ્રાર્થના વાંચતો હતો તે તેણે પૂરી કરી, ને પેલા વેપારી ને તેની માંદી છોકરીને બોલાવવા માણસ મોકલવાનો વિચાર કર્યો. છોકરીની વાતમાં એને રસ પડયો હતો. એનું એક કારણ એ હતું કે એ મનોરંજનનું એક સાધન થાય એવી હતી; ને બીજું એ કે તે ને તેનો બાપ બંને આ સાધુને મોટો મહાત્મા માની તેના આશીર્વાદથી રોગ મટે એવી શ્રદ્ધા રાખતાં હતાં. સાધુ લોકોને એમ કહેતો કે 'રોગ કંઈ હું મટાડતો નથી.' પણ એને મનમાં તો લાગતું કે 'રોગ ખરેખર હું જ મટાડું છું.'

તેને ઘણીવાર વિચાર કરતાં ભારે આશ્ચર્ય થતું. 'હું સ્ટીપન કાસાટ્સ્કી કેમ કરતાં આવો મોટો સંતપુરુષ થઈ ગયો! મારે હાથે ચમત્કાર પણ થાય છે, હેં!' પણ વાત સાચી હતી, ને એ વિષે લવલેશ શંકાને સ્થાન ન હતું. જે ચમત્કાર થતા પોતે નજર આગળ જોતો હતો તે ખોટા કેમ માની શકાય? એની શરૂઆત પેલા માંદા છોકરાથી થઈ હતી. ને છેક છેલ્લો ચમત્કાર એક આંધળી ડોસીનો બન્યો હતો—સાધુની દુવાથી તે દેખતી થઈ હતી.

આ વસ્તુ વિચિત્ર હતી, છતાં સાચી હતી. એટલે પેલા વેપારીની છોકરીને વિષે સાધુને રસ પડે એમાં નવાઈ નહોતી. એક તો એ કે એક નવું ભાવિક માણસ વધ્યું હતું. ને બીજું એ કે તેની રોગ મટાડવાની શક્તિ સાબિત કરવાની આ નવી તક હતી; ને આ વેળા ધાર્યું કામ થાય તો તેની કીર્તિ દૂર દૂર સુધી ફેલાય એમ હતું. 'હજાર હજાર વર્ષથી લોકો મારી પાસે આવે છે, ને છાપાંમાં મારે વિષે લખે છે. બાદશાહને કાને પણ વાત પહોંચી છે. યુરોપમાં —હા, શ્રદ્ધા વિનાના યુરોપમાં પણ—લોકો જાણતા થયા છે.' આવા તરંગો મનમાં ચાલતા હતા ત્યાં એકાએક એને પોતાના ગુમાનને વિષે શરમ આવી, ને તે ફરી પ્રાર્થના કરવા લાગ્યોઃ 'હે નાથ, હે સ્વર્ગપતિ, હે સુખદાતા, હે સત્યપ્રાણ! મારા હૃદયમાં આવીને પ્રવેશ કરો. મારાં પાપ ધોઈ નાખો. ને મારા આત્માને ઉગારી તેને આશીર્વાદ આપો. મને દુન્વયી અહંકારનું જે પાપ સતાવી રહ્યું છે તે ધોઈ નાખી મને શુદ્ધ કરો!' આ વિષે તેણે કેટલી બધી વાર પ્રાર્થના કરી હતી, ને આ વિષેની તેની પ્રાર્થના આજ લગી કેવી વિફળ નીવડી હતી, તે એને યાદ આવ્યું. તેની પ્રાર્થનાથી બીજાંની બાબતમાં ચમત્કાર થતો; પણ તેને પોતાને ઈશ્વરે આ ક્ષુદ્ર દોષમાંથી મુક્ત કર્યો નહોતો.

ગુફાવાસના આરંભકાળમાં એ જે પ્રાર્થના કરતો તે એને યાદ આવી. એ વેળા તે હૃદયની શુદ્ધિ, નમ્રતા ને પ્રેમ પ્રાપ્ત કરવા

ઈશ્વરને વીનવતો; ને તેને લાગતું કે ઈશ્વર મારી પ્રાર્થના સાંભળે છે. તેણે આકરી કસોટીને પ્રસંગે પોતાની શુદ્ધિ સાચવી હતી, ને આંગળીનું ટેરવું ઉડાવી દીધું હતું. એ આંગળીનું સુકાઈ ગયેલું ઠૂંઠું હોઠ આગળ લાવીને તેને એણે ચૂમી લીધી. અત્યારે તેને એમ લાગતું હતું કે તે વેળા મારા પાપને લીધે હું પોતાને કુટિલ, ખલ, કામી ગણતો હતો એ મારી નમ્રતા હતી; એ જમાનામાં એક ડોસો મારી પાસે એક દારૂડિયા સૈનિકને ભિક્ષા માગવા લાવેલો ત્યારે મને એ ડોસા પ્રત્યે કેવી દયા આવેલી; અને પેલી બાઈને મેં ઘરમાં આવકાર આપ્યો ત્યારે પણ મારા મનમાં પ્રેમભાવ હતો. પણ હવે? તેણે મનમાં પૂછ્યું: 'આજે મને કોઈના પ્રત્યે પ્રેમ છે ખરો? સોફિયા ઈવાનોવના કે ફાધર સિરાપીમને માટે મને પ્રેમ છે એમ કહી શકાય? આજે જે માણસો આવેલાં એ બધાં પ્રત્યે મારા મનમાં પ્રેમની લાગણી છે ખરી? પેલા જુવાનને વિષે મને પ્રેમ ઊપજેલો?' એ જુવાનની સાથે સર્જિયસને બોધદાયક ચર્ચા થયેલી. તેમાં એણે તો પોતાનું બુદ્ધિબળ બતાવવાનો જ પ્રયત્ન કરેલો; ને એની ઈચ્છા તો પેલાને એમ જ બતાવવાની હતી કે હું જ્ઞાનમાં આજના જમાનાથી પાછળ પડી ગયો નથી. તેને એ બધાંનો પ્રેમ મેળવવાની ઝંખના તો હતી; એ પ્રેમની એને જરૂર પણ હતી; પણ એના પોતાનામાં એ લોકો પ્રત્યે પ્રેમનો છાંટો નહોતો. અત્યારે તેનામાં પ્રેમ કે નમ્રતા કે શુદ્ધિ કશું જ રહ્યું નહોતું.

વેપારીની છોકરી બાવીસ વરસની છે એમ સાંભળીને તે રાજી થયેલો. તેને થયું, એ રૂપાળી હશે ખરી? 'એનું શરીર નબળું છે?' એમ એણે વેપારીને પૂછેલું ત્યારે એનો આશય તો ખરેખર એમ જાણવાનો હતો કે એનામાં લાવણ્ય છે ખરું?

'હું શું આટલો પતિત બની ગયો છું?' તેને વિચાર આવ્યો. 'હે નાથ, મને મદદ કરો. મને પાછો મારી મૂળ જગાએ પહોંચાડો, હે નાથ, હે મારા પ્રભુ, હે દયાઘન!' તેણે હાથમાં હાથ ભીડ્યો ને પ્રાર્થના કરવા માંડી.

ઝાડ પર બુલબુલ એકદમ ગાવા લાગ્યાં. એક પતંગિયું આવીને એને અથડાયું ને એની ગરદનમાં ભરાઈ ગયું. તેને તેણે ખંખેરી નાખ્યું. તેની વિચારમાળા પાછી ચાલી: 'પણ ઈશ્વર છે ખરો? બહારથી આગળો વાસેલા બારણાને જ હું ઠોક ઠોક કરતો હોઉં એમ તો ન બને? બારણાને આગળો દીધેલો છે એ તો સહુ જોઈ શકે છે. કુદરત — આ બુલબલ ને આ પતંગિયાં — એ જ આગળો છે. પેલા જુવાનની વાત કદાચ સાચી હોય.' તેણે પાછી પ્રાર્થના મોટેથી બોલવા માંડી, ને લાંબો વખત ચાલુ રાખી. છેવટે આ વિચારો અલોપ થઈ ગયા, ને તેને ફરી શાન્તિ ને સ્વસ્થતા લાગવા માંડી. તેણે ઘંટડી વગાડી, ને સેવકને કહ્યું: 'પેલા શેઠને કહે હવે એમની છોકરીને લઈ આવે.'

વેપારી છોકરીનો હાથ પકડી તેને લાવ્યો, ને તેને ઓરડીમાં મૂકી તરત જ ચાલતો થયો.

છોકરી બહુ દેખાવડી, ભરાવદાર, ને સાવ ઠીંગણી હતી. તેનો ચહેરો ફીકો, ભયભીત ને બાળકના જેવો હતો. તેના સ્ત્રૈણ અવયવો બહુ વિકાસ પામેલા હતા. સર્જિયસ પ્રવેશદ્વાર આગળની પાટલી પર બેઠો રહ્યો; ને છોકરી તેની આગળ થઈને પસાર થઈ ને આશિષ લેવા તેની સામે ઊભી રહી ત્યારે તેણે જે રીતે એ છોકરી સામે જોયું તે જોઈ એ પોતે સડક થઈ ગયો. છોકરી એની આગળથી પસાર થઈ ત્યારે તેના સ્ત્રીત્વનું તીવ્ર ભાન એના મનમાં જાગૃત થયું. પણ તેના ચહેરા પરથી એણે જોઈ લીધું કે છોકરી વિષયી ને મન્દ બુદ્ધિની છે. તે ઊભો થઈને ઓરડીમાં ગયો. છોકરી એની રાહ જોતી એક સ્ટૂલ પર બેઠી હતી, ને એ અંદર આવ્યો એટલે ઊભી થઈ.

'મારે બાપાજી પાસે જવું છે,' તેણે કહ્યું.

'બીશ નહીં તું,' સાધુએ કહ્યું. 'તને શું દરદ છે?'

'મને આખે શરીરે દરદ થાય છે,' તેણે કહ્યું. ને એકાએક તેનો ચહેરો સ્મિતથી ઝળકી ઊઠ્યો.

'તું સાજી થઈ જઈશ,' સાધુ બોલ્યો. 'પ્રાર્થના કર!'

'પ્રાર્થના કર્યે શું વળવાનું છે? મેં પ્રાર્થના તો ઘણી કરી, પણ જરાયે ફાયદો થતો નથી.' — કહી તેણે હસવું ચાલુ રાખ્યું. તમે મારે માટે પ્રાર્થના કરો ને મારા પર હાથ મૂકો. મેં તમને સ્વપ્નામાં જોયેલા.'

'તેં મને શું કરતો જોયેલો?'

'આમ કરતા.' કહી તેણે સાધુનો હાથ પકડી પોતાને શરીરે લગાડ્યો.

સાધુએ તેને જમણો હાથ પકડવા દીધો.

'તારું નામ શું?' એટલું પૂછતાં તો તેને અંગે ધ્રુજારી આવી ગઈ. તેને થયું કે હું વાસનામાં ઘેરાયો ને એ વાસના હવે અંકુશમાં રહે એમ નથી.

'મેરી. કેમ?'

મેરીએ એનો હાથ લઈ તેના પર ચૂમી ભરી.

'તું શું કરે છે?' સાધુએ કહ્યું. 'મેરી, તું બદમાસ છે!'

'એમ કે? હઈશ વળી. પણ એમાં થઈ શું ગયું?'

પરોઢિયે સર્જિયસ ઓરડી બહાર આવેલી રવેશીમાં ગયો.

'આ બધું શું ખરેખર બન્યું છે? છોકરીનો બાપ આવશે, તેને એ બધું કહ્યા વિના રહેવાની છે? બહુ લુચ્ચી છોકરી છે! હવે મારે શું કરવું? આ કુહાડી રહી. એનાથી જ મેં તે દહાડે આંગળી કાપી નાખેલી.' તેણે કુહાડી લીધી, ને ઓરડીમાં જવા મોઢું ફેરવ્યું.

ત્યાં તો સેવક આવીને હાજર થયો.

'લાકડાં ચીરવાં છે? લાવો, કુહાડી મને આપો.'

સર્જિયસે કુહાડી આપી દીધી, ને ઓરડીમાં ગયો. મેરી ત્યાં

ધસમસાટ ઊંધતી હતી. તેના તરફ નજર કરતાં સર્જિયસને ત્રાસ વછૂટયો. તે અંદરની ઓરડીમાં ગયો. પેલાં ખેડૂતનાં કપડાં સાચવી રાખેલાં તે પહેર્યાં. કાતર લીધી, ને પોતાના લાંબા વાળ કાપી નાખ્યા. પછી બહાર નીકળી ટેકરી ઊતર્યો, ને નદીએ પહોંચ્યો. ત્રણ વરસથી તે આ સ્થળે આવ્યો નહોતો.

નદી પાસે થઈને એક રસ્તો જતો હતો, તેના પર તે ચાલ્યો. સૂરજ માથે આવ્યો ત્યાં સુધી ચાલ ચાલ કર્યું. પછી રાઈના એક ખેતરમાં ગયો, ને ત્યાં જમીન પર સૂઈ ગયો. સાંજુકા પહોરનો એક ગામડા પાસે ગયો, પણ તેમાં પેઠા વિના નદીને કાંઠે ટેકરી હતી તે તરફ ગયો, ને ત્યાં ફરી આરામ લેવા સૂઈ ગયો.

પરોઢનો વખત હતો. સૂર્યોદયને અડધા કલાકની વાર હતી. હવા ભીની હતી, આકાશ વાદળાંથી છવાયેલું હતું, ને પશ્ચિમ તરફથી પ્રભાતનો શીતળ વાયુ વાતો હતો. ‘હા, મારે આ બધાનો અન્ત આણવો જોઈએ. ઈશ્વર તો નથી. પણ આનો અન્ત કેવી રીતે આણવો? નદીમાં ભૂસકો મારવો? મને તરતાં આવડે છે, એટલે હું ડૂબવાનો તો નથી. ગળે ફાંસો ખાઈને મરું? હા, આ ઉપરણો ડાળ પર નાખું એટલી જ વાર.’ આ વસ્તુ એવી શકય ને એવી સહેલી લાગી કે તેને કમકમાં આવી ગયાં. હંમેશની પેઠે નિરાશાની પળે તેને પ્રાર્થના કરવાની જરૂર લાગી. પણ પ્રાર્થના કરવી કોને? ઈશ્વર તો છે નહીં. તે હાથને ટેકે સૂઈ રહ્યો. પણ એકાએક તેને એવી તો ઊંઘ આવવા લાગી કે હથેળી પર માથું ટેકવી શકાય એવું રહ્યું નહીં. એટલે તેણે હાથ લાંબો કર્યો, તેના પર માથું મૂકયું, ને ઊંઘી ગયો. પણ એ ઊંઘ પલકવાર જ ચાલી. તે એકાએક ઝબકીને જાગી ઊઠયો. પછી તેને સ્વપ્નાં ન આવ્યાં, પણ જૂની જૂની વાતો યાદ આવવા લાગી.

તેણે કલ્પનામાં જોયું કે પોતે ગામડામાં માને ઘેર નાનો બાળક છે. ત્યાં એક ગાડી આવે છે, ને તેમાંથી નિકોલસમામા ઊતરે છે.

તેમને લાંબી, પાવડા ઘાટની, કાળી દાઢી છે. તેમની સાથે નાનકડી ને પાતળી છોકરી પાશેંકા * છે. તેને મોટી ને સૌમ્ય આંખો છે. તેના મોઢા પર ભીરુતાનો એવો ભાવ છે કે જોનારને તેની દયા જ આવે. પાશેંકાને છોકરાઓની સોબતમાં મૂકવામાં આવે છે. છોકરાઓને નછૂટકે એની સાથે રમવું પડે છે, પણ એમાં એમને મજા પડતી નથી. પાશેંકામાં અક્કલ ઓછી છે. એટલે છેવટે છોકરા એની મશ્કરી કરે છે, ને એને તરી બતાવવાની ફરજ પાડે છે. તે ભોંય પર સૂઈ જાય છે, ને તરતી હોય એવી રીતે હાથપગ હલાવે છે. એ જોઈ છોકરા બધા હસે છે ને એની ઠેકડી કરે છે. પાશેંકા એ જુએ છે; શરમથી તેના ગાલ રાતાચોળ થઈ જાય છે; ને તેનો દેખાવ પહેલાં કરતાં વધારે દયાજનક બને છે — એટલો દયાજનક કે એ જોઈ સ્ટીપનને શરમ આવે છે. પાશેંકાનું એ વેળાનું કુટિલ, હેતાળ, ને અધીનતા સૂચવનારું સ્મિત એ કદી ભૂલી શકે એમ નથી. તે પછી પણ એણે પાશેંકાને ફરી જોયેલી એ એને યાદ આવ્યું. ત્યારપછી લાંબે વખતે, સર્જિયસે સંસાર તજ્યો તે પહેલાં થોડા જ વખત પર, તે એક જમીનદારને પરણી હતી. એ પુરુષે એની બધી માલમતા વેડફી નાખી. તે એને મારતો પણ ખરો. પાશેંકાને એક છોકરો ને એક છોકરી એમ બે સંતાન થયેલાં, પણ છોકરો નાનપણમાં જ મરી ગયો. તે સાવ બેહાલ થઈ ગયેલી એ પણ સર્જિયસે જોયેલું. પછી પાછી તે વિધવા થઈ ત્યારબાદ એને મઠમાં જોયેલી. ત્યારે પણ તે પહેલાંના જેવી જ હતી. સાવ કમઅક્કલ હતી એમ તો નહીં; પણ દમ વગરની, તુચ્છ અને દયાજનક હતી. તે છોકરી, અને છોકરીનું સગપણ જેની સાથે થયેલું એ જુવાન, બેને લઈને મઠમાં આવેલી. એ વખતે એમની ગરીબી શરૂ થઈ ચૂકી હતી. ત્યારપછી એણે સાંભળેલું કે પાશેંકા કોઈ નાના કસબામાં રહેતી હતી ને બહુ ગરીબીમાં દહાડા કાઢતી હતી.

---

* પાશેંકા એ પ્રાસ્કોવિયાનું ટૂંકું ને લાડનું નામ છે.

'હું એનો વિચાર કેમ કરું છું?' એણે મનમાં પૂછ્યું. પણ એનું સ્મરણ મનમાંથી ખસે જ નહીં. 'એ ક્યાં હશે? એની કેવી દશા હશે? નાનપણમાં અમારી આગળ ભોંય પર એને તરી બતાવવું પડેલું, એ વેળા હતી તેવી જ દુ:ખી એ આજે પણ હશે? પણ મારે એનો વિચાર શા સારુ કરવો જોઈએ? હું આ શું કરી રહ્યો છું! મારે તો જિંદગીનો અન્ત જ આણવો જોઈએ.'

ફરી પાછી તેને બીક લાગી; ને એ વિચારને મનમાંથી હઠાવવા તેણે પાશેંકાનો વિચાર કરવા માંડ્યો.

આવી સ્થિતિમાં તે લાંબો વખત પડી રહ્યો. ક્યારેક આપઘાત વિના છૂટકો નથી એવો વિચાર કરે; ને ક્યારેક પાશેંકાને યાદ કરે. પાશેંકા એની નજર આગળ મુક્તિના સાધનરૂપે દેખાતી હતી. છેવટે તે ઊંઘી ગયો. ઊંઘમાં તેણે એક દેવદૂતને જોયો. તેણે પાસે આવી કહ્યું: 'તું પાશેંકા પાસે જા; ને તેની પાસેથી શીખ કે તારે શું કરવું જોઈએ, તેં શું પાપ કર્યું છે, ને તને મુક્તિ શી રીતે મળે.'

તે જાગ્યો. મનમાં નિશ્ચય કર્યો કે આ દેવદૂતને ઇશ્વરે જ મોકલ્યો. તે રાજી થયો, ને દેવદૂતે કહેલું તેમ કરવાનો નિર્ધાર કર્યો. પાશેંકા જે ગામમાં રહેતી હતી તેનું નામ એ જાણતો હતો. તે ત્રણસો વર્સ્ટ (બસો માઈલ) દૂર હતું. એટલે સુધી ચાલીને જવા તે નીકળ્યો.

૬

પાશેંકા તો ઘણાં વરસ થયાં પાશેંકા મટી ગઈ હતી, ને ઘરડી, સુકાઈ ગયેલી, ને શરીરે કરચલીઓવાળી પ્રાસ્કોવિયા મિખેલોવના બની હતી. માવરીકેવ નામનો એક નકામો ઠરેલો, દારૂડિયો અમલદાર તેનો જમાઈ હતો. તેની છેલ્લી નોકરી જે કસબાના ગામમાં હતી ત્યાં પાશેંકા રહેતી હતી, ને કુટુંબનો નિર્વાહ ચલાવતી

હતી. કુટુંબમાં દીકરી, માંદો ને મનોરોગથી પીડાતો જમાઈ, ને દીકરીનાં પાંચ છોકરાં હતાં. એ બધાંનો નિર્વાહ કરવા તે વેપારીઓની છોકરીઓને સંગીત શીખવતી; રોજ એક એક કલાકના એવા ચાર, ને ક્યારેક પાંચ, વર્ગ ભણાવતી; ને એ રીતે મહિને સાઠેક રૂબલ (પાંચ પાઉંડ) કમાતી. આ પરિવાર આમ પાશેંકાની મહેનત પર નભતો હતો. જમાઈને બીજી કંઈક નોકરી મળે એવી આશામાં સહુ દિવસ કાઢતાં હતાં. પ્રાસ્કોવિયાએ તેનાં સૌ સંબન્ધીઓ ને ઓળખીતાંઓને કાગળો લખી જમાઈને માટે કંઈક જગા મેળવી આપવાની વિનંતી કરી હતી. એવો કાગળ એણે સર્જિયસને પણ લખેલો, પણ તે એને મળ્યો નહોતો.

શનિવારનો દિવસ હતો. પ્રાસ્કોવિયા પોતે મીઠાઈને માટે લોટ બાંધતી હતી. એવી મીઠાઈ એના બાપની જાગીર પર એક દુબળી રસોઈયણ બહુ સારી બનાવતી તે તેને યાદ હતું. રવિવારે છોકરીનાં છોકરાંને કંઈક મિષ્ટાન્ન આપવાનો તેનો વિચાર હતો.

તેની દીકરી માશા સૌથી નાના બાળકને ધવડાવતી હતી. મોટો છોકરો ને મોટી છોકરી નિશાળે ગયાં હતાં. જમાઈને રાતે ઊંઘ આવેલી નહીં, એટલે અત્યારે ઊંઘતો હતો. પ્રાસ્કોવિયા પોતે પણ રાતનો મોટો ભાગ જાગી હતી, કેમકે દીકરી એના ધણી પર ગુસ્સે થયેલી તેને શાંત પાડવાનો પ્રયત્ન એને કરવો પડેલો.

તેણે જોયું કે જમાઈ શરીરે નબળો પડી ગયેલો એટલે એની જે દશા હતી તે એનાથી બદલી શકાય એવી નહોતી. તે સમજતી હતી કે દીકરી એના વરને ઠોંઠ પાડ્યાં કરશે એથી કશો લાભ થવાનો નથી. એટલે તે દીકરીના ઠપકાને હળવા પાડવાનો, અને બોલાચાલી ને વઢવાડ રોકવાનો, બનતો બધો પ્રયત્ન કરી છૂટતી. માણસો વચ્ચે ઊંચાં મન થાય ને અંટસ વધે એથી પ્રાસ્કોવિયાને ખરેખરું શારીરિક દુઃખ થતું. તે સાફ સમજતી કે કડવાશ કરવાથી કદી સ્થિતિ સુધરતી નથી, પણ ઊલટી બગડે છે. ખરું જોતાં એને

વિષે એ વિચાર જ ન કરતી. પણ જેમ દુર્ગન્ધથી, કર્કશ અવાજથી, કે પોતાના શરીર પર પડતા મારથી તેને જેવું દુઃખ થાય, તેવું જ દુઃખ કોઈ માણસને ક્રોધ કરતુ જોઈ ને થતું.

તેણે લુકેરિયાને હમણાં જ લોટ બાંધતાં શીખવ્યું હતું, ને તેથી તેના મનમાં સન્તોષ થતો હતો. એટલામાં છ વરસનો મીશા, શરીરે ઝભલું ને વાંકા નાનકડા પગ પર સાંધેલાં મોજાં પહેરીને, રસોડામાં દોડી આવ્યો. તેના ચહેરા પરથી તે છળી ગયો હોય એમ લાગતું હતું.

'દાદીમા, દાદીમા, છેને તે એક ભિખામણો ડોસો તમને મળવા આવ્યો છે.'

લુકેરિયાએ બારણા બહાર નજર કરી.

'કોક જાત્રાળુ જેવો લાગે છે. માણસ......'

પ્રારકોવિયાએ એની પાતળી કોણીઓ એકબીજા સાથે ઘસી, મળવસ્ત્ર પર હાથ લૂછ્યા, ને પોતાના પાકીટમાંથી ડોસા માટે પાંચ કોપેક (એક પેની)નો સિક્કો લેવા મેડે ગઈ. ત્યાં તો યાદ આવ્યું કે પાકીટમાં દસ કોપેકથી ઓછું કંઈ છે નહીં; એટલે પૈસાને બદલે રોટી આપવાનો વિચાર કર્યો. રોટી મૂકવાના કબાટ આગળ ગઈ ત્યાં તો એકાએક મનમાં શરમ આવી: 'અરે, હું કેવી તે મેં જીવ ટૂંકો કર્યો, ને દસ કોપેક આપતાં કચવાઈ!' એટલે લુકેરિયાને રોટીનો ટુકડો કાપવાનું કહી પોતે દસ કોપેકનો સિક્કો લેવા માળ પર ગઈ. 'આ જ લાગની છે તું,' તેણે મનમાં કહ્યું. 'હવે તારે બમણું આપવું જ પડશે.'

તેણે જાત્રાળુને રોટી ને પૈસા બંને આપ્યાં. આપતી વખતે તેને મનમાં દાન આપવાનો ગર્વ તો શાનો થાય? ઊલટું આટલું ઓછું આપવા માટે તેણે માફી માગી. પેલા માણસનો બાંધો બહુ કદાવર ને આંજી નાખે એવો હતો.

સર્જિયસે ભિક્ષુકના વેશમાં ત્રણસો વર્સ્ટ પગે ચાલીને કાપી નાખ્યા હતા. તેનાં કપડાં ચીંથરેહાલ હતાં. તે સુકાઈ ગયો હતો.

હવાના ફેરફારોની અસર શરીર પર થઈ હતી. લાંબા વાળ હતા તે તેણે કાપી નાખ્યા હતા, ને ખેડૂતના જેવાં ટોપી ને જોડા પહેર્યાં હતાં. અને તે બહુ નમ્રતાથી નમન કરતો હતો. છતાં તેના શરીરનો દેખાવ હજુ જોનારને આંજે એવો, ને તેથી આકર્ષક હતો. પણ પ્રારકોવિયાએ એને ઓળખ્યો નહીં. ઓળખે પણ શી રીતે? તેને જોયાને પણ વીસેક વરસ થવા આવ્યાં હતાં.

'મારા પર નારાજ ન થશો, મહારાજ. તમારે કંઈ ખાવાનું જોઈતું હશે, નહીં?'

સર્જિયસે રોટી ને પૈસા લીધાં. છતાં તે ખસ્યો નહીં, પણ તેની સામે જોતો ઊભો રહ્યો, એ જોઈ પ્રારકોવિયાને નવાઈ લાગી.

'પાશેંકા, હું તારી પાસે આવ્યો છું! મને ઘરમાં આવવા દે...'

તેની સુન્દર કાળી આંખોમાં જે આંસુ આવવાં શરૂ થયાં હતાં તેનાથી તે ચમકતી હતી, ને પ્રારકોવિયા સામે એકીટસે જોઈ તેને આગ્રહપૂર્વક આજીજી કરતી હતી. સફેદસાજ ધોળા વાળવાળી તેની મૂછોની તળે તેના હોઠ કાંપતા હતા, એ દેખાવ દયા ઉપજાવે એવો હતો.

પ્રારકોવિયાએ પોતાની સાવ કરમાઈ ગયેલી છાતી પર હાથ દબાવ્યા, મોં ફુલાવ્યું, ને આંખો ફાડી જાત્રાળુ સામે જોઈ રહી, ને કંઈક યાદ આવતાં સડક થઈ ગઈ.

'હોય નહીં! સ્ટીવા! સરજી! સાધુ સર્જિયસ!'

'હા, એ જ હું,' સર્જિયસે ધીમે સાદે કહ્યું. 'માત્ર હું હવે સર્જિયસ કે સાધુ સર્જિયસ નથી, પણ મહાપાતક કરનારો, સ્ટીપન કાસાટ્સ્કી છું. મેં ઘોર પાપ કર્યાં છે. હું પતિત છું. મને ઘરમાં આવવા દે, ને મને મદદ કર!'

'હોય નહીં! તમે આટલા બધા દીનહીન બની ગયા છો. તમારા આવા તે હાલ હોય? હશે, પણ તમે અંદર તો આવો.'

તેણે હાથ લાંબો કર્યો, પણ સ્ટીપન હાથ ન પકડતાં એની પાછળ પાછળ ઘરમાં ગયો.

પણ એને રાખવો ક્યાં? ઘર સાવ નાનું હતું. અગાઉ પ્રારકોવિયાને માટે એક નાની ઓરડી હતી—દર જ હતું કહોને; પણ પાછળથી તે એણે દીકરીને આપી દીધી હતી, ને માશા ત્યાં બેઠી બેઠી બાળકને હીંચોળતી હતી.

'હમણાં તો અહીં બેસો,' પ્રારકોવિયાએ સ્ટીપનને કહ્યું, ને ઓરડામાં પાટલી પડી હતી તે બતાવી.

તે તરત જ બેસી ગયો; ને જાણે રોજની ટેવ હોય એમ ઝોળીના પટા પહેલાં એક ખભા પરથી ને પછી બીજા ખભા પરથી ઉતાર્યા.

'હે ભગવાન! હે મારા પ્રભુ! તમે કેવો ભિખારીનો વેશ પહેર્યો છે, મહારાજ! કેવી તમારી કીર્તિ, ને આજે આ હાલ...'

સર્જિયસે જવાબ દીધો નહીં. કેવળ નમ્રભાવે સહેજ મોં મલકાવ્યું; ને જે પાટલી પર બેઠો હતો તેની તળે ઝોળી મૂકી દીધી.

'માશા, તું જાણે છે આ કોણ છે?'—કહી પ્રારકોવિયાએ દીકરીને કાનમાં વાત કરી; ને બે જણે મળીને નાની ઓરડીમાંથી ખાટલો ને પારણું બહાર કાઢ્યાં, ને સર્જિયસને માટે જગા કરી.

પ્રારકોવિયા એને ઓરડીમાં લઈ ગઈ.

'તમે અહીં નિરાંતે આરામ લો. માઠું ન લગાડશો...પણ મારે હવે બહાર જવાનું છે.'

'ક્યાં?'

'ભણાવવા જવાનું છે. મને કહેતાં શરમ આવે છે, પણ હું સંગીત શીખવું છું!'

'સંગીત? પણ એ તો સારું કામ છે. ફક્ત એક જ વાત કહી લઉં. પ્રારકોવિયા, હું તારી પાસે એક ચોક્કસ ધારણાથી આવ્યો છું. તારી સાથે વાત ક્યારે કરી શકાશે?'

'હું બહુ ખુશીથી વાતો કરીશ. આજે સાંજ પર રાખીએ તો ચાલે ?'

'હા. પણ એક બીજી વાત. મારી વાત કોઈને કરીશ નહીં, કે હું કોણ છું એ કહીશ નહીં. હું કોણ છું એ ભેદ મેં તને એકલીને કહ્યો છે. હું ક્યાં જતો રહ્યો છું એ કોઈ જાણતું નથી. ને ન જાણે એ જ સારું છે.

'અરે, પણ મેં મારી છોકરીને તો વાત કરી પણ ખરી.'

'ભલે, તો એને કહે કે ત્રીજા કોઈને ન કહે.'

સર્જિયસે બૂટ ઉતાર્યા, સૂઈ ગયો, ને એને તરત જ ઊંઘ આવી ગઈ. એક આખી રાત તે ઊંઘ્યો નહોતો, ને વીસેક માઈલ ચાલ્યો હતો.

પ્રાસ્કોવિયા પાછી આવી ત્યારે સર્જિયસ ઓરડીમાં બેઠો બેઠો એની રાહ જોતો હતો. તે જમવા બહાર આવ્યો નહોતો, પણ લુકેરિયા થોડોક શેરવો ને કાંજી લાવેલી તે ઓરડીમાં બેસીને જ પીધાં હતાં.

'તેં કહેલું એના કરતાં વહેલી ક્યાંથી આવી ?' સર્જિયસે પૂછ્યું. 'હવે આપણે વાત કરીશું ?'

'મારાં એવાં ભાગ્ય ક્યાંથી હોય કે તમારા જેવા મહેમાન મારે ઘેર આવે ? મેં એક જગાએ ભણાવવાનું માંડી વાળ્યું. ભણાવવાનું નાસી નથી જવાનું...હું તમને મળવા આવવાનો વિચાર કર્યા કરતી હતી. મેં તમને કાગળ પણ લખ્યો છે. ત્યાં તો તમે જ આંગણે આવીને ઊભા. કેવું મારું સદ્ભાગ્ય !'

'પાશેંકા, હું કહું તે સાંભળ. મરવા પડેલો માણસ છેલ્લીવારકો ભગવાનની આગળ પોતાનાં બધાં પાપની વાત કરે, તેમ તારી આગળ હું પેટછૂટી વાત કરું છું. પાશેંકા, હું સંતપુરુષ નથી. દુનિયાનો સાદો સીધો માણસ હોય છે એના જેવો સદ્ગુણી પણ નથી.

હું પાપી છું, તિરસ્કારને પાત્ર છું, નીચ છું, અવિંષ્ઠ છું. હું આડે રસ્તે ચડી ગયો છું. સહુના કરતાં ખરાબ નહીં હોઉં તોયે, ઘણાખરા દુર્જનોના કરતાં તો બૂરો છું જ.'

પ્રાસ્કોવિયા પહેલાં તો એની સામે આંખો ફાડીને ટગરટગર જોઈ રહી. પણ એણે કહી એ વાત એણે સાચી માની. ને એના કહેવાનો ભાવાર્થ પૂરેપૂરો સમજી એટલે તેના હાથને સ્પર્શ કરી, દયાથી સહેજ હસી ને બોલીઃ

'તું અતિશયોક્તિ કરતો હઈશ, સ્ટીવા!'

'ના, પાશેંકા. હું વ્યભિચારી છું, ખૂની છું, પાખંડી છું, ઠગારો છું.'

'હે ભગવાન! કેવી રીતે?' પ્રાસ્કોવિયા નવાઈ પામીને બોલી ઊઠી.

'પણ મારે મારી આવરદા તો પૂરી કર્યે છૂટકો છે. હું માનતો હતો કે હું સર્વજ્ઞ છું. હું બીજા લોકને જીવનનો માર્ગ બતાવતો. પણ ખરેખાત હું કશું જ જાણતો નથી. તું મને રસ્તો બતાવ. એ શીખવા જ હું તારી પાસે આવ્યો છું.'

'તું શું કહે છે, સ્ટીવા? તું મારી સામે હસે છે. હંમેશાં મારી મશ્કરી કેમ કરે છે તું?'

'ભલે, મશ્કરી કરું છું એમ તને લાગતું હોય, તો તને ઠીક લાગે એમ કર. પણ મને એટલું કહે કે તું આજે કેવી રીતે રહે છે, ને તારી આજ લગીની જિંદગી તેં કેવી રીતે કાઢી?'

'મેં? બહુ ભૂંડે હાલે કાઢી. ઘોર દુઃખ વેઠ્યું. હવે ભગવાન મને સજા કરી રહ્યો છે. હું એને માટે લાયક છું. મારા દહાડા બહુ દુઃખમાં જાય છે. માથે દુઃખનાં ઝાડ ઊગ્યાં છે, સ્ટીવા!'

'તારો સંસાર કેવો હતો? તું પતિ સાથે કેવી રીતે રહેતી?'

'એ બધું જ બૂરું હતું. હું પરણી, કેમકે હું સાવ ભૂંડી રીતે પ્રેમમાં પડી. બાપાજીને તો એ ગમેલું નહીં, ને તેમણે સંમતિ ન

આપી. પણ મેં ભૂંડીએ કશી વાત કાને ધરી નહીં, ને જક કરીને પરણી. પછી પતિને મદદ કરવાને બદલે મારી અદેખાઈથી એમને હેરાન હેરાન કરી નાખ્યા. મનની અદેખાઈને હું રોકી શકી નહીં.'

'મેં સાંભળેલું કે એ દારૂની લતે ચડી ગયેલા.'

'હા, પણ મેં એમને જરાયે જંપ વળવા દીધેલો નહીં. હું એમને રાત ને દહાડો વઢવઢ કરતી. દારૂની લત પણ એક રોગ છે એ તું તો જાણે છે! તેમાંથી એ છૂટી શકયા નહીં. એમને દારૂ પીતાં રોકવા મેં આકાશપાતાળ કેવાં એક કરેલાં, ને અમે કેવી લડવાડો કરેલી, એ મને અત્યારે આબેહૂબ યાદ આવે છે!'

તે નમણી આંખે સ્ટીપનની સામે જોઈ રહી. જૂની વાતોના સ્મરણથી તેના મનને દુઃખ થતું હતું.

સ્ટીપને સાંભળેલું કે પાશેંકાનો ધણી એને મારતો હતો, એ એને યાદ આવ્યું. અત્યારે પાશેંકાની ગરદન સાવ સુકાઈને કરમાઈ ગઈ હતી. તેના કાન પાછળની નસો ઊપસી આવેલી હતી. વાળ ઘણા ખરી પડયા હતા, ને ભરાવદાર અંબોડાની જગાએ જરાક જેટલી અંબોડી રહી હતી. ને વાળ પણ અડધા ધોળા ને અડધા રતૂમડા થઈ ગયા હતા. એ જોઈ, પાશેંકાને માથે કેવી વીતી હશે એનો ચિતાર એની નજર સામે ખડો થયો.

'પછી મારે બે બાળકનું પોષણ કરવાનું માથે આવ્યું. પૈસાટકા તો કંઈ મળે નહીં.'

'કેમ, તારી પાસે તો બાપાજીની મિલકત હતી ને?'

'એ તો અમે વાસિયાના જીવતાં જ વેચી નાખેલી. પૈસા આવ્યા તે બધા વાપરી નાખેલા. જિંદગી તો પૂરી કર્યે જ છૂટકો. આપણા તવંગર વર્ગની સહુ જુવાન સ્ત્રીઓની હોય છે એવી જ દશા મારી હતી. કમાણી થાય એવું કશું કામ આવડે નહીં. હું તો વળી સાવ નકામી ને લાચાર હતી. એટલે અમે ગાંઠે હતું તે બધું ખરચી નાખ્યું. મેં છોકરાંને ભણાવ્યાં, ને મારું પોતાનું ભણતર

પણ જરા વધાર્યું. પણ મિટિયા ચોથી ચોપડીમાં હતો ત્યાં જ માંદો પડ્યો, ને ભગવાને એને ઉપાડી લીધો. માશા મારા આ જમાઈ વાનિયાની સાથે પ્રેમમાં પડી. માણસ ભલો છે, પણ એનું ભાગ્ય ટૂંકું છે. માંદો ને માંદો રહે છે.'

'બા!'—એની છોકરીના અવાજે વાતમાં ખલેલ પાડી—'મિટિયાને લે ને! મારાથી એકીસાથે બે જણાએ નહીં પહોંચાય.'

પ્રાસ્કોવિયા થથરી, પણ ઊઠીને ઉતાવળે પગલે બહાર ગઈ. તેના જોડા અનેક થીગડાંવાળા હતા. થોડીવારમાં બે વરસના બાળકને હાથમાં લઈને આવી. છોકરો નાનકડા હાથ ઊંચા કરીને તેની શાલ પકડવા લાગ્યો.

'હું શું કહેતી હતી? હા, વાનિયાને અહીં સારી નોકરી હતી. ઉપરી પણ દયાળુ હતો. પણ વાનિયાથી કામ થઈ શક્યું નહીં. એટલે નોકરી છોડી દેવી પડી.'

'એમને દરદ શું છે?'

'જ્ઞાનતન્તુ સાવ નબળા પડી ગયા છે. બહુ ભયંકર દરદ છે. એક ડાક્ટરને બતાવેલું. તેણે કહ્યું કે અહીંથી ક્યાંક બહાર જાય તો સારું. પણ જવાનું સાધન ક્યાંથી લાવવું?.........હું તો એવી આશા રાખીને બેઠી છું કે દરદ આપોઆપ જતું રહેશે. એને કશી ખાસ વેદના થતી નથી, પણ.........'

'લુકેરિયા!' એક ક્રોધભર્યો ને નબળો અવાજ આવ્યો. 'મારે એનું કામ હોય ત્યારે અચૂક એને ક્યાંક મોકલી દીધી હોય. બા...'

'આવી!' પ્રાસ્કોવિયાએ ફરી વાત અધૂરી મૂકી. 'હજુ તો વાનિયાએ ખાધું નથી. અમારી સાથે બેસીને તો ખાઈ શકતો નથી.'

તેણે બહાર જઈને કશુંક ગોઠવ્યું; ને પાતળા કાળા હાથ લૂછતી લૂછતી પાછી આવી.

'આવી મારી જિંદગી છે. હું રોજ બબડું છું, ને હંમેશાં ઉદાસ રહું છું. પણ ઈશ્વરની કૃપા છે તે આ છોકરાં બધાં સારાં

ને નીરોગી છે, ને હજુ જેમતેમ કરીને દહાડા કઢાય છે. પણ મારી જ વાત શું કામ કર્યા કરું?'

'પણ તું શાના પર જીવે છે?'

'થોડાક પૈસા કમાઉં છું. મને પહેલાં સંગીતનો કેવો કંટાળો હતો! પણ આજે મને એ કેવું કામ લાગે છે!' તે બેઠી હતી તેની પાસે ખાનાંવાળું કબાટ હતું; તેના પર તેનો હાથ પડ્યો હતો, ને તે પાતળી આંગળીઓ વડે કબાટ પર કશાકના તાલ ઠોકતી હતી.

'એકવાર ભણાવે એનું તને શું મળે છે?'

'ક્યારેક રૂબલ, ક્યારેક પચાસ કોપેક, ને ક્યારેક ત્રીસ.* એ માણસો બધાં મારા પર બહુ ભાવ રાખે છે.'

'ને તારાં વિદ્યાર્થી મન દઈને શીખે છે ખરાં?' કહી સ્ટીપને સહેજ મોં મલકાવ્યું.

આ પ્રશ્ન તેણે સાચી જિજ્ઞાસાથી પૂછ્યો હોય એમ પહેલાં તો પ્રાસ્કોવિયાને લાગ્યું નહીં; એટલે જાણે કંઈ પૂછતી હોય એમ એની આંખો સામે જોઈ રહી.

'કેટલાંક શીખે છે. એમાં એક છોકરી છે તે બહુ જ હોશિયાર છે — છે તો કસાઈની છોકરી; પણ એવી ભલી ને માયાળુ છે! હું જો ચાલાક બૈરી હોત, તો બાપાજીનાં ઓળખીતાંમાંથી કોકને કહી મારા જમાઈને નોકરી અપાવી શકી હોત. પણ હું કશું કરી શકી નથી, ને એ સહુની મેં કેવી દશા કરી છે એ તું જુએ છે.'

'હા, હા,' કહી સ્ટીપને આંખો નીચી ઢાળી દીધી. 'ને પાશેંકા, તું કંઈ ધરમ ધ્યાન કરે છે ખરી? પ્રાર્થના કરવા દેવળમાં જાય છે?'

'અરે, એ વાત જ જવા દે ને. એ બાબતમાં તો હું બહુ ખરાબ છું. મેં એ તરફ ધ્યાન જ નથી આપ્યું! બાળકો ઉપવાસ

* 'ક્યારેક બે શિલિંગ, ક્યારેક એક, ને ક્યારેક સાત પેન્સ.'

કરે ત્યારે સાથે હું કરું છું, ને કોઈ કોઈવાર દેવળમાં જાઉં છું. પછી પાછી મહિનાઓ સુધી જતી નથી. છોકરાંને એકલાં મોકલું છું.'

'તું પોતે કેમ જતી નથી?'

'સાચું કહું?' (તેને મોઢે શરમના શેરડા પડ્યા.) 'મને જતાં શરમ આવે છે. ફાટ્યાંતૂટ્યાં લૂગડાં પહેરીને જાઉં, તો મારી દીકરી ને એનાં છોકરાંની કેવી વગોવણી થાય! ને એ સિવાય બીજાં કપડાં મારી પાસે નથી. ઉપરાંત મનનું આળસ પણ ખરું.'

'પણ તું ઘેર પ્રાર્થના કરે છે ખરી?'

'કરું છું. પણ એ પ્રાર્થના તે કેવી? પોપટની પેઠે બોલી જવાની. એ બરાબર નથી એ હું જાણું છું, પણ મારા મનમાં સાચી ધાર્મિક ભાવના જ નથી. મને તો એક જ વાતની ખબર છે કે હું કેવી ખરાબ છું.........'

'હા, હા, બરાબર છે!' સ્ટીપને કહ્યું; જાણે એની વાતમાં સંમતિ પુરાવતો ન હોય.

'આવી હોં! આવી!' જમાઈની બૂમ સાંભળી તે બોલી; ને નાની અંબોડી સરખી કરીને ચાલી ગઈ.

પણ આ વેળા એને પાછી ફરતાં ઘણી વાર લાગી. પાછી આવી ત્યારે સ્ટીપન એની એ જ સ્થિતિમાં બેસી રહ્યો હતો. તેની કોણીઓ ઢીંચણ પર પડી હતી, ને માથું નીચું નમેલું હતું. પણ ઝોળી ખભે ભેરવેલી હતી.

પ્રાસ્કોવિયા આવી ત્યારે તેના હાથમાં પતરાનો નાનો, ખુલ્લો દીવો હતો. સ્ટીપને એની મનોહર પણ થાકથી ભરેલી આંખો ઊંચી કરી, ને ઊંડો નિસાસો નાખ્યો.

'તું કોણ છે એ મેં એમને કહ્યું નથી,' પ્રાસ્કોવિયા બીતે બીતે કહેવા લાગી. 'એટલું જ કહ્યું છે કે એ જાત્રાળુ છે, અમીર કુટુંબના છે, ને હું નાનપણમાં એમને ઓળખતી હતી. તું જમવાના ઓરડામાં ચાલ ચા પીવા.'

'ના......'

'તો ભલે, અહીં લઈ આવું.'

'ના, મારે કશું નથી જોઈતું. ભગવાન તારું ભલું કરે, પાશેંકા! હું હવે જાઉં છું. તને મારી દયા આવતી હોય, તો તેં મને જોયો છે એમ કોઈને કહેતી નહીં. ઇશ્વરને ખાતર કોઈનેય કહીશ નહીં. તારો પાડ માનું છું. નીચા પડી તને પગે લાગવાનું મન તો થાય છે, પણ હું જાણું છું કે એથી તને સંકોચ થશે. તારો મોટો ઉપકાર થયો, પાશેંકા. ઈસુને ખાતર મને ક્ષમા કરજે!'

'મને આશીર્વાદ આપ!'

'આશીર્વાદ ભગવાનના જોઈએ! ઈસુને ખાતર મને ક્ષમા કરજે!'

તે ઊઠ્યો, પણ પ્રાસ્કોવિયાએ રોક્યો. રોટી ને માખણ આપ્યા પછી જ જવા દીધો. તેણે એ બધું લીધું, ને ચાલતો થયો.

બહાર અંધારું હતું. તેણે બીજું ઘર વટાવ્યું નહીં હોય ત્યાં તો દેખાતો બંધ થઈ ગયો. પાદરીનો કૂતરો ભસતો હતો, તે પરથી જ પ્રાસ્કોવિયાએ જાણ્યું કે એ ત્યાં પહોંચ્યો હશે.

'ત્યારે મારા સ્વપ્નનો અર્થ આ હતો એમ! જેવી પાશેંકા છે તેવા મારે જેવા થવું જોઈતું હતું પણ હું ન થયો. મેં ઇશ્વરની સેવા કરવાને બદલે માણસોની સેવા કરી; જ્યારે પાશેંકા માને છે કે હું માણસોની સેવા કરું છું, પણ તે ખરેખર તો ઇશ્વરની સેવા કરે છે. હું મારા મનથી માની બેઠો હતો કે હું લોકોને લાભ પહોંચાડું છું. પણ એવા લાભ કરતાં તો એક પણ સેવાનું કામ — બદલાની આશા રાખ્યા વિના આપેલો પાણીનો એક પ્યાલો પણ—વધારે કીમતી છે. પણ મારા એ કામમાં ઈશ્વરની સેવા કરવાની સાચી ઇચ્છા પણ અમુક અંશે નહોતી?' તેણે પોતાના મનને પૂછ્યું. તેનો જવાબ મળ્યો: 'હા, હતી; પણ એમાં માણસોની વાહવા મેળવવાની ઇચ્છા

ભળી, એને લીધે એ આખી દૂષિત બની ગઈ ને ઢંકાઈ ગઇ. હા, મારી પેઠે જે માણસ લોકોની વાહવા મેળવવાને જીવે છે તે ઇશ્વરને માને છે એમ કહી જ ન શકાય. પણ હવે હું ઈશ્વરને જ ખોળીશ!'

પછી, જેમ પાશેંકાને ગામ જતાં તે ચાલ્યો હતો, તેમ પગ-પાળો એક ગામથી બીજે ગામ ફરવા લાગ્યો. રસ્તે બીજાં યાત્રી સ્ત્રીપુરુષો મળે તેમને મળતો ને તેમની વિદાય લેતો. ભિક્ષા માગીને પેટ ભરતો, ને રાત પડે ત્યાં ઇસુને નામે વાસો રહેવાની જગા માગતો. ક્વચિત કોઈ ઘરવાળી ક્રોધે ભરાઈ એને વઢી નાખતી, અથવા ક્યારેક એકાદ પીધેલ ખેડૂત એને ગાળ દેતો. પણ મોટે ભાગે લોકો તેને ખાવાનું આપતા ને પાણી પાતા, એટલું જ નહીં પણ સાથે બાંધી જવાને કંઈક ભાતું સુદ્ધાં આપતા. તેના ખાનદાન વર્તનથી કેટલાક લોકોને એને વિષે સારો મત બંધાતો; તો કેટલાક વળી આવા એક અમીરી ખવાસના માણસને ભીખ માગવા વારો આવેલો જોઈ રાજી થતા.

પણ તે વિનયથી સહુનાં મન હરી લેતો.

ઘણીવાર, એને કોઈ ઝૂંપડીમાં બાઈબલનું પુસ્તક નજરે પડે તો તે મોટેથી વાંચવા મંડી પડતો. તે સાંભળી લોકોને હંમેશાં લાગણી થઈ આવતી ને નવાઈ લાગતી; ને પોતે કોઈ નવો છતાં પરિચિત દેખાવ ન જોતો હોય એવો ભાસ થતો.

તે કયારેક લોકોને સલાહ આપતો, અથવા વાચન લેખનના પોતાના જ્ઞાનનો લાભ આપતો, કે કંઈક કજિયો પતવી આપતો. આવી મદદ તે લોકોને કરી શકતો ત્યારે તેમનાં આભારનાં વચન સાંભળવા ઊભો રહેતો નહીં, પણ તરત જ ચાલતી પકડતો. ધીરેધીરે તેના હૃદયમાં ઇશ્વરે દર્શન દેવા માંડયાં.

એકવાર બે ડોસીઓ ને એક સૈનિકની જોડે તે ચાલતો હતો. બીજી એક મુસાફરોની મંડળીએ એમને રસ્તામાં રોકયાં. એ મંડળી-માં એક શ્રીમંત સ્ત્રી ને પુરુષ બગીમાં બેઠાં હતાં, ને બીજો

એક પુરુષ ને સ્ત્રી ઘોડા પર હતાં. પતિ ઘોડા પર એની દીકરી જોડે બેઠો હતો; ને તેની સ્ત્રી બગીમાં એક ફ્રેન્ચ માણસ જોડે બેઠી હતી. એ માણસ કોક મુસાફર લાગતો હતો.

એ મંડળીનો થોભવાનો હેતુ પેલા ફ્રેન્ચ માણસને રશિયાના યાત્રાળુઓ બતાવવાનો હતો. રશિયામાં એક વહેમી કલ્પના એવી ચાલે છે કે આવા યાત્રાળુઓ કામ કરવાને બદલે એક ગામથી બીજે ગામ પગપાળા રખડતા ફરે છે.

પેલાં શ્રીમંત માણસો માંહોમાંહે ફ્રેન્ચ ભાષામાં વાતો કરવા લાગ્યાં. એમણે ધાર્યું હશે કે તેમ કરવાથી યાત્રાળુઓ તેમની વાત સમજી નહીં શકે.

ફ્રેન્ચ મુસાફર કહેઃ 'એમને પૂછોને કે તમારી યાત્રાથી ભગવાન રાજી થાય છે એવી તમને પૂરી ખાતરી છે?'

પ્રશ્ન પુછાયો. એક ડોસીએ કહ્યુંઃ 'એ તો ભગવાન જાણે. અમારા પગ તીરથમાં પહોંચ્યા છે. પણ અમારાં હૈયાં કદાચ ન પહોંચ્યાં હોય.'

પેલાં લોકે સૈનિકને પૂછ્યું. એણે કહ્યુંઃ 'હું દુનિયામાં એકલો છું. મારે જવા જેવી બીજી કોઈ જગા નથી.'

સ્ટીપનને પૂછ્યુંઃ 'તમે કોણ છો?'

'પ્રભુનો સેવક.'

'એ શું કહે છે? કંઇ જવાબ દેતો નથી.'

'એ કહે છે કે હું પ્રભુનો સેવક છું. પાદરીનો દીકરો હશે કદાચ. એ સાવ સાધારણ માણસ નથી. તમારી પાસે કંઈ પરચૂરણ છે?'

ફ્રેન્ચ મુસાફરે પરચૂરણ કાઢયું, ને દરેક યાત્રાળુને વીસ વીસ કોપેક આપ્યા.

'પણ એમને કહો કે આ પૈસા મેં દેવળની મીણબત્તી લેવાને નથી આપ્યા, પણ ચા લેવાને આપ્યા છે. ચા, તારે માટે ચા, સમજ્યો ડોસા?' તેણે સહેજ હસીને કહ્યું; ને મોજાવાળા હાથ વડે સ્ટીપનનો વાંસો થાબડ્યો.

'ભગવાન તમારું ભલું કરે,' સ્ટીપને જવાબ આપ્યો. તેમ કરતાં તેણે ટોપી માથા પરથી ઉતારી નહીં કે માથું નમાવ્યું નહીં.

આ મુલાકાતથી તેને વિશેષ આનન્દ થયો, કેમકે તેણે લોકોના મતની અવગણના કરી હતી, ને સૌથી સાદી ને સહેલી વસ્તુ કરી હતી — નમ્રભાવે વીસ કોપેક સ્વીકાર્યા હતા, ને તેના જોડીદાર એક આંધળા ભિખારીને આપી દીધા હતા. જેમ જેમ તે માણસોના મતને ઓછું ને ઓછું મહત્ત્વ આપતો ગયો, તેમ તેમ તેને અંતરમાં ઈશ્વરની ઝાંખી વધારે ને વધારે થતી લાગવા માંડી.

સ્ટીપન આઠ મહિના આ પ્રમાણે પગપાળો ફર્યો. નવમે મહિને, તેની પાસે પાસપોર્ટ નહોતો એ કારણસર, તેને પકડવામાં આવ્યો. એક પ્રાન્તના મુખ્ય શહેરમાં તે કેટલાક યાત્રીઓની સાથે રાતવાસો રહેલો ત્યાં આ ધરપકડ થઇ. એને પોલીસ ચોકીએ લઈ ગયા. ત્યાં પૂછ્યું: 'તું કોણ છે? તારો પાસપોર્ટ ક્યાં છે?' તેણે કહ્યું: 'મારી પાસે પાસપોર્ટ તો નથી. હું પ્રભુનો સેવક છું.' અદાલતે તેને રખડેલ વર્ગનો ગણ્યો, ને સાઇબીરિયામાં રહેવા મોકલી દીધો.

સાઇબીરિયામાં તેણે એક શ્રીમંત ને સુખી ખેડૂતને ત્યાં નોકરી લીધી છે, ને ત્યાં કાયમનો વસવાટ કર્યો છે. નોકર તરીકે તે બગીચામાં કામ કરે છે, છોકરાંને ભણાવે છે, ને માંદાંની માવજત કરે છે.

(લખ્યા સાલ ૧૮૯૦, ૧૮૯૧, ને ૧૮૯૮)

૪

# કોની બહેન?

## ૧

૧૮૮૨ના મે માસની ૩જી તારીખે ફ્રાન્સના હાવ્ર બંદરેથી 'નોત્ર–દામ–દ–વાં' નામનું એક ત્રણ સઢવાળું વહાણ ચીન જવા ઊપડયું. ચીનમાં માલ આપીને ત્યાંથી નવો માલ લઈ બ્યુનોસ આઇરીસ ગયું. ને ત્યાંથી પાછો બીજો માલ લઈ બ્રાઝીલ પહોંચાડયો.

આ લાંબી સફરો ઉપરાંત વહાણને બીજાં પણ અનેક કારણ-સર વિલંબ થયો. વહાણમાં ભાંગફોડ થઈ, તેની સમરામણી કરવી પડી, મહિનાઓ સુધી પવન બંધ થઈ ગયો, વાવાઝોડાંને લીધે બહુ આડે રસ્તે જવું રહેવાયું, દરિયામાં અનેક સાહસો થયાં, ને કેટલાયે અકસ્માતો નડયા; તેને લીધે તેને ફ્રાન્સ પાછા પહોંચતાં ચાર વરસ થઈ ગયાં. છેવટે ૧૮૮૬ના મે માસની ૮મી તારીખે તે અમેરિકન ફળોના બંધ ડબા લઇને માર્સેલ્સ બંદરે પહોંચ્યું.

વહાણ હાવ્રથી ઊપડયું ત્યારે તેમાં એક કપ્તાન, એક માલમ, ને ચૌદ ખલાસી હતા. સફર દરમ્યાન એક ખલાસી મરી ગયો; ચાર તોફાનમાં ઝપટાઈ ગયા; ને ફ્રાન્સથી જેટલા નીકળેલા તેમાંથી માત્ર નવ જ ઘેર પાછા ફર્યા. જે માણસો ઓછા થયા તેમની જગાએ બે અમેરીકન, એક હબસી, ને સિંગાપુરના એક દારૂના પીઠામાંથી ઉઠાવી આણેલો એક સ્વીડ, એટલા નવા લીધા હતા.

વહાણના સઢ સંકેલી લેવામાં આવ્યા, ને દોરડાં તંગ બાંધ-વામાં આવ્યાં. વરાળથી ચાલતી ને ભારે અવાજ કરનારી એક હોડી વહાણને ખેંચી ગઈ, ને તેને ડક્કા પર નાંગરેલાં વહાણોની હારમાં મૂકી દીધું. દરિયો શાન્ત હતો; માત્ર પાણીનો સહેજસાજ

ઉછાળો કાંઠા પર પછાડ મારતો હતો. ડક્કા પર ઊભેલાં વહાણોની હારમાં આ વહાણે જગા લીધી. ત્યાં મોટાં ને નાનાં, તમામ કદ, આકાર ને જાતનાં, ને દુનિયાના દેશેદેશમાંથી આવેલાં વહાણોની ભારે ઠઠ જામી હતી. 'નોત્ર–દામ–દ–વાં' એક ઇટાલિયન ને એક વિલાયતી વહાણ એની વચ્ચે પડયું હતું. એ બંનેએ જરા જરા કોરે ખસીને આ નવા સોબતીને માટે જગા કરી હતી.

કપ્તાને જકાત ખાતાના અમલદારો ને બંદરના અધિકારીઓ જોડે કામ પતવી લીધું તે પછી તરત જ તેણે મોટા ભાગના ખલાસીઓને કાંઠે જઈ રાત રહેવાની રજા આપી.

ઉનાળાની ગરમ રાત હતી. માર્સેલ્સની શેરીઓ રોશનીથી ઝાકઝમાળ હતી રાંધેલા ખોરાકની વાસ, લોકોની વાતોનો ગુંજારવ, ને વાહનોના ઘોંઘાટ વાતાવરણમાં વ્યાપી રહ્યાં હતાં; ને તેમાં વચ્ચે વચ્ચે આનન્દોત્સવના અવાજની મેળવણી થતી હતી.

'નોત્ર-દામ-દ-વાં'ના ખલાસીઓએ ચાર મહિનાથી કાંઠા પર પગ મૂકયો નહોતો. એટલે આજે તેઓ બંદરે ઊતર્યા ત્યારે બબ્બે જણની જોડી કરીને બીતે બીતે ચાલવા લાગ્યા; જાણે શહેરમાં કદી ન આવેલા ગામડિયા ન હોય. ડક્કાની લગોલગ જે શેરીઓ હતી તેમાં ફરી વળ્યા. કૂતરા કશુંક શોધતા હોય ત્યારે જેમ બધે નાક અડાડીને સૂંઘી જુએ છે, તેમ આ લોકોની આંખો કશાકની શોધમાં ચારે બાજુ ફરતી હતી. ચાર મહિના થયાં તેમણે કોઈ સ્ત્રીનું મોઢું જોયું નહોતું. સૌથી મોખરે કાલેસ્તી દુક્લો નામનો એક મજબૂત ને ચપળ ખલાસી ચાલતો હતો. એમની ટોળી કાંઠે ઊતરે ત્યારે હંમેશાં સૌથી આગળ એ જ ચાલે. સારી સારી જગાઓ કેમ શોધી કાઢવી, ને કયારેક સંકટમાં સપડાઈ જવાય તો તેમાંથી કેમ નીકળવું, એ એને આવડતું. ખલાસીઓ કાંઠે ઊતરે ત્યારે ઘણીવાર કરે છે એવાં ટંટાફિસાદથી તે બનતા સુધી દૂર જ રહેતો. પણ બીજા જોડીદારોને લીધે કયારેક ઊતરવું પડે ત્યારે સામા લડનારને બો ભુલાવી દેતો.

બંદરની શેરીઓ જાણે મેલા પાણીની ગટરો ન હોય એવી રીતે ગામ તરફથી દરિયા તરફ જાય છે. તેનાં ભેજવાળાં ભોંયરાં ને જૂનાં કાતરિયાંમાંથી જે નાક ફાડી નાખે એવી ગંધ આવે છે તે હવામાં ચોમેર ફેલાય છે. પેલા ખલાસીઓએ આ શેરીઓમાં થોડી વાર આમતેમ લટાર મારી. છેવટે કાલેસ્તીએ એક બાજુની સાંકડી શેરી શોધી કાઢી. ત્યાં ઘરોનાં બારણાં પર મોટાં ને ઝગઝગતાં ફાનસ લટકતાં હતાં. તે આ શેરીમાં વળ્યો. બીજા ગાતા ને ઠઠ્ઠા-મશ્કરી કરતા એની પાછળ ચાલ્યા. આ ફાનસોના રંગીન કાચ પર ઘરના નંબર બહુ મોટે અક્ષરે ચીતરેલા હતા. નીચાં બારણાંમાં, ઘાસના ગૂંથણવાળી ખુરસીઓમાં, ફરાક પહેરીને સ્ત્રીઓ બેઠેલી હતી. ખલાસીઓને જોતાં જ તે ઊઠીને ધસી આવી; શેરીમાં દોડી ખલાસીઓનો રસ્તો રોકીને ઊભી રહી; ને દરેક જણી એમને લોભાવીને પોતપોતાની ઓરડમાં લઈ જવાનો પ્રયત્ન કરવા લાગી.

કેટલીકવાર કોઈ ગલીને છેડે એકાદ બારણું અણધાર્યું ઊઘડે ને તેમાં કોઈ અર્ધનગ્ન સ્ત્રી દેખા દે. તેણે બહુ ટૂંકું ફરાક ને બહુ ખૂલતા ગળાવાળી ને ઝીકની કોરવાળી કાંચળી પહેર્યાં હોય.

‘એ છોકરાઓ ! અહીં આવો !’ એવી એક સ્ત્રીએ આઘેથી બૂમ પાડી; એટલું જ નહીં પણ જાતે દોટ મૂકી એક ખલાસીને પકડ્યો ને પોતાનું બધું જોર વાપરી તેને પોતાની ઓરડ તરફ ખેંચ્યો. કોઈ કરોળિયો પોતાના કરતાં જોરાવર એવી માખીને પકડે એમ આ સ્ત્રી પેલાને વળગી રહી. ખલાસીએ ઢીલો વિરોધ કર્યો, ને બીજા આ ગજગ્રાહનું પરિણામ જોવા ઊભા રહ્યા. પણ કાલેસ્તી દુફ્લોએ બૂમ પાડી:

‘ત્યાં નહીં, એ. ત્યાં જવાનું નથીઃ આગળ આવ !’

ખલાસીએ હુકમ માન્યો, ને બળજબરીએ પેલી સ્ત્રીની ચૂડ-માંથી છૂટો થયો. ખલાસીઓ આગળ ચાલ્યા ગયા, ને પેલી ખીજ-

વાયેલી બૈરી પાછળ ગાળો દેતી રહી ગઈ. ઝપાઝપીનો કોલાહલ સાંભળી એ શેરીની બીજી સ્ત્રીઓ દોડી આવી ખલાસીઓ પર તૂટી પડી, ને ઘોઘરે સાદે પોતાના માલનાં વખાણ કરવા લાગી. પણ ખલાસીઓ તો આગળ ને આગળ ચાલ્યા ગયા. રસ્તામાં ક્યારેક તેમને મમરેજ ખખડાવતો કોઈ સૈનિક, કે કોઈ રખોખળો કારકૂન કે વેપારી કોઈ જાણીતી જગાએ જતા સામા મળતા. બીજી શેરી-ઓમાં એ જ જાતના બીજા દીવા બળતા હતા. પણ આ સૈનિકો તો ઘરોના વાડામાંથી વહેતો ને દુર્ગન્ધ મારતો કીચડ ખૂંદતા આગળ ને આગળ ચાલ્યા. છેવટે બીજાં ઘર કરતાં કંઈક સારા દેખાવ-વાળું એક ઘર આવ્યું ત્યાં દુકૂલો થોભ્યો, ને જોડીદારોને અંદર લઈ ગયો.

૨

ખલાસીઓ ઘરના દીવાનખાનામાં બેઠા હતા. દરેક જણે એક એક સોબતી પસંદ કરી હતી; તેનાથી તે આખી સાંજ છૂટો પડ્યો નહીં. એવો આ જગાનો ચાલ હતો. ત્રણ ટેબલ જોડાજોડ મૂકવામાં આવ્યાં હતાં. પહેલાં તો ખલાસીઓએ પોતપોતાની સોબતી જોડે બેસીને દારૂ ઢીંચ્યો. પછી ઊઠીને માળ પર ગયા. લાકડાની નિસરણી પર વીસ જણના જાડા બૂટનો ભારે ખખડાટ લાંબા વખત સુધી ચાલ્યો. લથડિયાં ખાતા સહુ સાંકડાં બારણાંમાં થઇને જુદી જુદી ઓરડીઓમાં પહોંચ્યા. ત્યાંથી અવારનવાર દારૂ પીવા નીચે ઊતરતા, ને ફરી પાછા માળ પર જતા.

દારૂ પીવામાં કંઈ હિસાબ કે શુમાર રહ્યો નહીં. છ મહિનાનો આખો પગાર ચાર કલાકના વ્યભિચારમાં ખલાસ થઈ ગયો. રાતના અગિયારેક વાગે બધા દારૂમાં ચકચૂર થઇ ગયા હતા, ને લોહિયાળી આંખે એલફેલ બોલતા હતા. પોતે શું બોલે છે એનું એમને ભાન

નહોતું. તેઓ ગાતા, ધાંટાધાંટ કરતા, મુક્કી મારીને ટેબલ ધધણાવી મૂકતા, અથવા ગળામાં દારૂ રેડતા. આ જોડીદારોની સાથે કાલેસ્તી દુફ્લો પણ સામેલ હતો. તેની સાથે એક મોટી, કદાવર, ને લાલબૂમ મોઢાવાળી સ્ત્રી બેઠી હતી. દુફ્લોએ પણ દારૂ તો બીજાઓના જેટલો જ ઢીંચ્યો હતો, પણ હજુ ભાન છેક ગુમાવ્યું નહોતું. કેટલાક વ્યવસ્થિત ને કડીબદ્ધ એના મગજમાં અવારનવાર ઝબૂકી જતા. એના હૃદયમાં કોમળતાનો ભાવ પેદા થયો, ને પાસે બેઠેલી સોબતીને કંઈક કહેવું એવો વિચાર કરવા લાગ્યો. પણ મગજમાં વિચાર આવે કે તરત જ પાછો અલોપ થઈ જાય. એટલે ન તો એ વિચાર યાદ રહે કે ન બોલીને પ્રગટ કરી શકાય.

'હા,' છેવટે તેણે જેમતેમ કરતાં કહ્યું. 'બરાબર...બરાબર... ને તું અહીં લાંબા વખતથી રહે છે ?'

'છ મહિનાથી,' સ્ત્રીએ કહ્યું.

દુફ્લોએ માથું ડોલાવ્યું; જાણે એની વાતમાં સંમતિ પુરાવતો ન હોય.

'તું અહીં સુખી છે ?'

સ્ત્રી પળવાર વિચારમાં પડી.

'હું ટેવાઈ ગઈ છું,' તેણે કહ્યું. 'જેમતેમ કરીને જીવતર પૂરું કરવું રહ્યું. ક્યાંક નોકરી કરવી કે ધોબીખાનામાં કામ કરવું એના જેટલું આ કામ ખરાબ નથી.'

દુફ્લોએ સંમતિપૂર્વક માથું ડોલાવ્યું. જાણે આ વાતને સારુ પણ એની સ્તુતિ કરતો ન હોય.

'તું આ જિલ્લામાં જન્મી છે ?'

સ્ત્રીએ માથું ધુણાવી ના પાડી.

'બહુ દૂરથી આવી છે ?'

સ્ત્રીએ માથું ડોલાવી હા પાડી.

'ક્યાંથી ?'

સ્ત્રી કંઈક યાદ કરવા માગતી હોય એમ અટકી; ને પછી

બોલી: 'હું પરપીનાનની છું.'

'હા, હા,' કહી તેણે પ્રશ્નો પૂછવા બંધ કર્યા.

'ને તમે કોણ છો — ખલાસી?' હવે સ્ત્રીએ પૂછવા માંડયું

'હા, અમે બધા ખલાસી છીએ.'

'તમે બહુ લાંબી સફરે ગયા હતા?'

'હા, બહુ જ લાંબી! અમે કંઈ કંઈ મુલક જોઈ નાખ્યા.'

'તમે આખી દુનિયા ફરી આવ્યા?'

'હા, એકવાર નહીં પણ બેવાર પૃથ્વીની પ્રદક્ષિણા કરી.'

સ્ત્રી જાણે કંઈક યાદ કરતી હોય એમ ફરી થોભી. પછી કહે: 'તમને રસ્તે ઘણાં વહાણ મળ્યાં હશે નહીં?'

'હાસ્તો.'

'તમને નોત્ર-દામ-દ-વેં મળેલું ખરું? એ નામનું એક વહાણ છે.'

પોતાના જ વહાણનું નામ સાંભળી દુફ્લોને નવાઈ લાગી. તેને થયું જરા જોઈએ તો ખરા આગળ શું કહે છે તે.

'હા, મળેલું,' તેણે કહ્યું. 'ગયે અઠવાડિયે જ મળેલું.'

'સાચે જ?' કહેતાં સ્ત્રીના મોં પરનું લોહી ઊડી ગયું.

'નહીં તો? ખરેખાત.'

'ખોટું તો નથી કહેતાને?'

'ભગવાન પૂછે મને,' તેણે કસમ ખાધા. 'સાવ સાચું કહું છું.'

'એ વહાણ પર કોઈ કાલેસ્તી દુફ્લો નામનો માણસ તમને મળેલો નહીં?'

'કાલેસ્તી દુફ્લો?' તેણે એ નામ ફરી ઉચ્ચાર્યું. તેને નવાઈ લાગી, એટલું જ નહીં પણ તે ચોંકી ઊઠયો. આ બૈરી એનું નામ શી રીતે જાણતી હશે?

'કેમ? તું એને ઓળખે છે?' તેણે પૂછ્યું.

સ્ત્રી પણ ચાંકી ઊઠી હતી, એમ સ્પષ્ટ દેખાતું હતું.

'ના, હું નહીં, પણ અહીં એક બીજી બૈરી છે તે એને ઓળખે છે.'

'કઈ બૈરી ? આ જ ઘરમાં છે ?'

'ના, અહીં પડોશમાં છે.'

'ક્યાં છે કહે તો મને.'

'બહુ આઘે નથી.'

'એ કોણ છે ?'

'કોણ હોય વળી ? બૈરી — મારા જેવી.'

'એને આ માણસ જોડે શો સંબન્ધ છે ?'

'હું શું જાણું ? કદાચ એક જ ગામનાં હશે.'

બંને જણે એકબીજાની આંખોમાં સોંસરી ને ભેદક નજર નાખી.

'મારે એ બૈરીને મળવું છે.'

'કેમ ? એને કંઈ કહેવું છે ?'

'હા, એને કહેવું છે કે...'

'કહેવું છે — શું ?'

'કે મેં દુફ્લોને જોયો છે.'

'તમે દુફ્લોને જોયો છે ? એ જીવતો છે ? સાજોતાજો છે ?'

'સાવ સાજો છે. પણ તારે એ વાતનું શું કામ છે ?'

સ્ત્રી ચૂપ થઈ ગઈ, ને તેણે ફરી ચિત્તને એકાગ્ર કર્યું. પછી ધીરે રહીને બોલીઃ

'નોત્ર-દામ-દ-વાં કયે બંદરે જવા નીકળ્યું છે ?'

'કયે બંદરે ? માર્સેલ્સ વળી.'

'ખરેખાત ?' સ્ત્રીથી બૂમ પડાઈ ગઈ.

'હા, ખરેખાત. સાવ સાચું.'

'ને તમે દુફ્લોને ઓળખો છો ?'

'મેં તો ક્યારનું કહ્યું કે હું ઓળખું છું.'

સ્ત્રીએ જરાક વિચાર કરી જોયો.

'હા, હા, સારું થયું,' તે ધીરે સાદે બોલી.

'તારે એનું શું કામ છે?'

'તમે એને મળો તો એને કહેજો...ના, ના, જવા દો. ન કહેશો.'

'શું કહું એને?'

'કશું નહીં. જવા દોને એ વાત.'

એની સામે નજર નાખતાં દુફ્લોના મનની બેચેની વધવા લાગી.

'તું પોતે એને ઓળખે છે?' તેણે પૂછ્યું.

'ના, હું પોતે નથી ઓળખતી.'

'તો પછી તારે એનું શું કામ છે?'

સ્ત્રીએ જવાબ ન આપ્યો, પણ કૂદકો મારીને ઊભી થઈ, ને ગલ્લા આગળ જ્યાં ઘરની માલિક બેઠી હતી ત્યાં ગઈ. ત્યાંથી એક લિંબુ લીધું, તેની બે ચીર કરી, ને તે પાણીના જામમાં નિચોવી કાલેસ્તીને આપ્યું.

'લો — આ પીઓ!'

'આ શાને માટે છે?' તેણે જામ હાથમાં લેતાં પૂછ્યું.

'તમારું મગજ ઠેકાણે આવે એટલા માટે. પછી હું તમને કંઈક વાત કહીશ. આ પી જાઓ!'

દુફ્લો તે પી ગયો, ને હાથ વડે હોઠ લૂછી નાખ્યા.

'ચાલ, હવે કહે! હું ધ્યાન દઈને સાંભળું છું.'

'પણ તમે એને એમ ન જાણવા દેશો કે તમે મને જોઈ છે, તેમજ એ પણ ન કહેશો કે તમે આ વાત કોની પાસેથી સાંભળી છે.'

'વારુ, નહીં કહું.'

'સોગન ખાઓ.'

તેણે સોગન ખાધા.

'ભગવાન સાક્ષી છે હોં !'

'હા, ભગવાન સાક્ષી છે !'

'સારું, ત્યારે. એને એમ કહેજો કે તારા બાપ ને તારી મા મરી ગયાં છે. ને તારો ભાઈ પણ. ગામમાં તાવનો વાવડ ચાલ્યો, ને એ બધાં એક જ મહિનામાં મરી ગયાં.'

દુફ્લોને હૃદય પર લોહીનો ધસારો થતો લાગ્યો. થોડીક પળ તો તે ચૂપ બેસી રહ્યો. શું કહેવું તે સૂઝ્યું નહીં. પછી બોલ્યો:

'ખરી વાત ?'

'હા, ખરેખરી.'

'તને કોણે કહ્યું ?'

સ્ત્રીએ કાલેસ્તીના ખભા પર હાથ મૂક્યા, ને તેની આંખો સામે સોંસરી નજરે જોઈ રહી.

'તમે સોગન ખાઓ કે તમે એ વાત કોઈને કહેશો નહીં.'

તેણે સોગન ખાધા : 'ભગવાન મને પૂછે જો હું કોઈને કહું તો.'

'હું એની બહેન છું.'

'ફ્રાંસિયાં !' કાલેસ્તીથી કારમી ચીસ પડાઈ ગઈ.

ફ્રાંસિયાં એકીટસે એની સામે જોઈ રહી; ને હોઠ ધીરે ધીરે ફરકાવીને, જાણે એમાંથી બોલ જ ન નીકળતા હોય એવી રીતે બોલી :

'ત્યારે તું જ કાલેસ્તી છે, એમ !'

બંને જણ હાલ્યાંચાલ્યાં નહીં, પણ જાણે સજડ થઈ ગયાં હોય એમ એકબીજાની આંખો સામે ટગરટગર જોતાં બેસી રહ્યાં.

એમની આસપાસ બીજાંઓ પીધેલ અવાજે શોરબકોર કરતાં હતાં. પ્યાલાના ખણખણાટ, હાથના તાબોટા, એડીઓના ખખડાટ,

ને સ્ત્રીઓની ભેદક ચીસો કાને પડતાં હતાં; ને તેમાં ગાનતાન અને બૂમબરાડાની મેળવણી થતી હતી.

'એ કેમ કરીને બન્યું?' કાલેસ્તીએ એટલો ધીરો અવાજ કાઢ્યો કે ફ્રાંસિયાં પણ એના શબ્દો પૂરા સાંભળી ન શકી.

તેની આંખો એકાએક આંસુથી ભરાઈ આવી. તે કહેવા લાગી:

'એ ત્રણેને કાળ એક જ મહિનામાં લઈ ગયો. પછી હું શું કરું? હું એકલી પડી. દવા, ડાકટર, ને ત્રણ દફનનું ખરચ...એ દેવું ભરવાને મારે એકેએક ચીજ વેચવી પડી. મારી પાસે પહેરેલાં કપડાં સિવાય કશું ન રહ્યું. હું કારયુને ત્યાં નોકર રહી...તને યાદ છે એ માણસ? પેલો લંગડો. હું ત્યારે પંદર જ વરસની હતી. તું ગયો ત્યારે મને ચૌદ પણ પૂરાં નહોતાં થયાં. મેં એની સાથે આડો વહેવાર કર્યો...અમે ખેડૂતની છોકરીઓ કેવી મૂરખ હઈએ છીએ તે તું જાણે છે. પછી હું એક અમલદારને ત્યાં આયા થઈ — ત્યાં પણ એની એ જ દશા. થોડો વખત એ માણસે મને રખાત તરીકે રાખી, ને મને જુદું રહેવાનું પણ ગોઠવી આપ્યું. પણ એ લાંબો વખત ચાલ્યું નહીં. એણે મને વહેતી મૂકી. ત્રણ દિવસની લાંઘણ થઈ. કોઈ નોકરીમાં રાખે જ નહીં. એટલે બીજી બૈરીઓની પેઠે હું પણ અહીં આવી.' બોલતાં બોલતાં એની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તેનાથી તેના ગાલ ભીંજાઈ ગયા ને આંસુ ટપકીને મોંમાં જવા લાગ્યાં.

'અરેરે, આપણે આ શું કર્યું?' કાલેસ્તી બોલ્યો.

'મેં ધાર્યું તું પણ મરી ગયો હઈશ. મારો ઉપાય શો?' તે રોતાં રોતાં બહુ જ ધીમેથી બોલી.

'તેં મને ઓળખ્યો કેમ નહીં?' કાલેસ્તીએ પણ હોઠ ફફડાવતાં જ કહ્યું.

'કોણ જાણે. મારો વાંક નથી.' કહી તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

'હું તને કેવી રીતે ઓળખી શકું?' ભાઈ ફરી બોલ્યો. 'હું તને ઘેર મૂકીને ગયો ત્યારે તારો દેખાવ કેવો જુદો હતો! પણ તારે તો મને ઓળખવો જોઈતો હતો!'

બહેને નિરાશાથી હાથ ઊંચા કર્યા.

'હું તો એટલા બધા પુરુષોને જોઉં છું કે ન પૂછ વાત. હવે મને બધા એકસરખા દેખાય છે!'

ભાઈનું હૈયું દુઃખથી એવું ભેદાઈ ગયું કે નાના છોકરાને કોઇ મારે ને તે મોટેથી ભેંકડો મૂકે એની પેઠે રડવાનું એને મન થઈ આવ્યું.

તે ઊઠ્યો ને બહેનને નજર સામે હાથ છેટે ઊભી કરીને પકડી રાખી. પછી પોતાના મોટા ખલાસીના પંજામાં એનું માથું ઝાલ્યું, ને તેના મોઢા સામે એકીટસે જોઈ રહ્યો.

ધીરે ધીરે એને ઓળખ પડતી ગઈ. જે નાનકડી, પાતળી, આનંદથી કલ્લોલ કરતી બાળાને તે ઘેર મૂકી ગયેલો તે જ આ હતી. જેમને આશરે એને મૂકી ગયેલો તેમની તો આંખો બંધ કરવાનું એ બિચારીને નસીબે આવ્યું હતું.

'હા, તું જ ફ્રાંસિયાં છે! મારી બહેન!' તે બોલી ઊઠ્યો, ને એકાએક ડસકાં ભરવા લાગ્યો. એ મજબૂત, કદાવર માણસનાં ડસકાં હતાં; ને દારૂડિયાની હેડકી જેવો એનો અવાજ હતો. તેણે બહેનનું માથું છોડી દીધું; ને ટેબલ પર એટલા જોરથી મુક્કો માર્યો કે કાચના જામ નીચે પડીને કકડા થઈ ગયા. પછી તેણે ગળું ફાટી જાય એવે સાદે રાડ પાડી.

તેના જોડીદારો નવાઈ પામતા એની પાસે દોડી આવ્યા.

'જુઓને કેવો ડંફાસ મારે છે,' એક જણે કહ્યું.

'એ રાડો બંધ કર,' બીજો બોલ્યો.

'અલ્યા દુકલો! શાની આ ધાંટાધાટ કરી મૂકી છે? ચાલ પાછા મેડે જઈએ,' ત્રીજાએ કહ્યું; ને તેણે એક હાથે કાલેસ્તીની બાંય પકડી. તેનો બીજો હાથ એક લાલચોળ મોઢાવાળી, હસતી, કાળી આંખો, ને ગુલાબી, પહોળા ગળાના, રેશમી ફરાકવાળી એક સ્ત્રીને વીંટળાયેલો હતો.

કાલેસ્તી એકાએક શાન્ત થઈ ગયો, ને સાસ ખાઈ પોતાના જોડીદારો સામે જોવા લાગ્યો. પછી, તે જ્યારે લડવા નીકળતો ત્યારે એના મોઢા પર જે વિચિત્ર ને નિશ્ચયસૂચક ભાવ ફેલાતો એવો જ ભાવ અત્યારે એના ચહેરા પર દેખાયો. તે લથડિયાં ખાતો પેલી છોકરીને પકડી રાખનાર ખલાસી પાસે ગયો, તેને જોરથી ધક્કો માર્યો, ને એને છૂટાં પાડ્યાં.

'ખસ અહીંથી! જોતો નથી એ તારી બહેન છે તે? એ દરેક બૈરી કોકની તો બહેન હશે જ ને. જો, આ મારી બહેન, ફ્રાંસિયાં છે! હા, હા...હા...' ને તે એવાં જોરજોરથી ડસકાં ખાવા લાગ્યો કે એનો અવાજ લગભગ હસવાના જેવો જ લાગે. પછી તેણે લથડિયું ખાધું, હાથ ઊંચા કર્યા, ને ધડ દઈને ભોંય પર પડ્યો. ત્યાં તે આળોટવા લાગ્યો, ને હાથપગ જમીન પર પછાડવા લાગ્યો. હૈયું ફાટું ફાટું થઈ રહ્યું હોય એમ એનું ગળું રૂંધાઈ ગયું.

'એને પથારીમાં સુવાડવો જોઈએ,' એક જોડીદારે કહ્યું. 'આપણે રસ્તા પર જઈશું તો પોલીસ એને પકડી લેશે.'

જોડીદારો એને ઉપાડી માળ પર ફ્રાંસિયાંની ઓરડીમાં લઈ ગયા, ને ત્યાં બહેનની પથારી પર એને સુવાડ્યો.

## ૫

# માટીની પૂતળી

[ ટૉલસ્ટૉયે લગ્ન પછી છ મહિને એમની નાની સાળી કુમારી તાતિયાના બ્હેર્સને નીચેનો રમૂજી કાગળ લખેલો, તેમાં એક પૂતળીની વાર્તા આપી છે. શરૂઆતમાં પાંચ લીટીઓ ટૉલસ્ટૉયની પત્ની કાઉન્ટેસ સોફિયા ટૉલસ્ટૉયના અક્ષરમાં છે, ને બાકીનો કાગળ ટૉલસ્ટૉયના પોતાના અક્ષરમાં. ]

૨૧મી માર્ચ ૧૮૬૩

કેમ, તાનિયા, તારું હૈયું સુકાઈ કેમ ગયું છે?......તું મને બિલકુલ કાગળ જ લખતી નથી. તારા કાગળો મને તો બહુ ગમે છે. લ્યોવોચકાએ તને પેલો લેલો કાગળ લખેલો તેનો પણ તેં હજુ જવાબ આપ્યો નથી. હું તો એમાંથી એક અક્ષર પણ સમજી શકી નહોતી.

૨૩મી માર્ચ ૧૮૬૩

બ્હેન તાનિયા, સોનિયાએ[૧] લખવું શરૂ તો કર્યું પણ એકાએક અટકી ગઈ, કેમકે આગળ લખી શકાયું નહીં. કેમ ન લખાયું એ તું જાણે છે, તાનિયા? એની વિચિત્ર દશા થઈ છે; ને મારી દશા તો એથીયે વિચિત્ર થઈ છે. તું જાણે છે કે આપણી પેઠે એ પણ હાડમાંસ ને લોહીની બનેલી છે. એ સ્થિતિમાં કેટલાક લાભ છે, ને કેટલાક ગેરલાભ પણ છે. એ શ્વાસ લેતી હતી. એનું શરીર હૂંફાળું હતું; કેટલીકવાર તો ગરમ ગરમ થઈ જતું. તે નાક નસેકતી (કેટલું જોરથી!), વગેરે. એ બધા ઉપરાંત તે પોતાના અવયવો પર કાબુ રાખી શકતી. તેના હાથપગ જુદી જુદી રીતે ફરી શકતા. ટૂંકામાં, એને આપણા જેવું જ શરીર હતું. એકાએક ૨૧મી

૧. તાનિયા, સોનિયા, ને લ્યોવોચકા એ અનુક્રમે તાતિયાના, સોફિયા ને લીઓનાં ટૂંકાં ને લાડનાં નામ છે.

માર્ચે રાતે દસ વાગે એની ને મારી આ અસાધારણ દશા થવા પામી. તાનિયા, હું જાણું છું તું એને હંમેશાં ચાહતી હતી (હવે તને એને વિષે કેવી લાગણી ઊપજશે એ હું નથી જાણતો). મને ખબર છે કે તને મારે વિષે સમભાવ હતો, ને તું મારે વિષે રસ લેતી. હું એ પણ જાણું છું કે તું શાણી છે, જીવનના મોટા મોટા પ્રશ્નો વિષે ડહાપણથી વિચાર કરી શકે છે, ને તને તારાં માતપિતા વિષે પ્રેમ છે (એમને આ બનાવની ખબર આપજે), એટલે આ ઘટના કેવી રીતે બની એટલું જ હું તને લખું છું.

તે દહાડે હું સવારે વહેલો ઊઠ્યો, ખૂબ ચાલ્યો ને ઘોડા પર ફરી આવ્યો. બપોરે ને સાંજે અમે સાથે જમ્યાં, ને વાંચતાં હતાં (એ હજુ વાંચી શકતી હતી). મારું મન શાન્તિ ને આનન્દ-માં હતું. દસ વાગે મેં ફોઇબાને સલામ કરી (ત્યાં સુધી સોનિયા હંમેશના જેવી સાજીતાજી હતી, ને એણે મને કહ્યું કે 'તમે જાઓ, હું આવું છું.') ને સૂઇ ગયો. ઊંઘમાં મેં સાંભળ્યું કે એણે બારણું ઉઘાડયું. તે કપડાં કાઢતી હતી તે વેળા એનો શ્વાસોચ્છ્વાસ પણ સાંભળ્યો......પડદા પાછળથી નીકળી ને પથારી પાસે આવી એ પણ સાંભળ્યું. મેં આંખ ઉઘાડી.........તો શું જોઉં છું?—તું ને હું જે સોનિયાને આટલાં વરસથી જોતાં હતાં તે નહીં, પણ સફેદ ને ચકચકતી ચીની માટીની સોનિયા! તારાં બા ને બાપુજીને જે માટી વિષે કજિયો થયેલો તે જ માટીની બનેલી. એ માટીની પૂતળીઓને ઉઘાડા ને ઠંડા ખભા હોય છે, ને તેમનાં ગળાં ને હાથ આગળ નમેલાં હોય છે, પણ શરીરના એ બધા ભાગ માટીના એક જ લોંદામાંથી બનાવેલા હોય છે, એ તું જાણે છે. એ પૂતળી-ઓને કાળા રંગેલા ને ઓળેલા વાળ હોય છે ને એ રંગ ઉપલા ભાગમાં ઘસાઈ જાય છે. તેમની આંખો માટીની, ને તેના ડોળા બહુ મોટા ને ઊપસી આવેલા હોય છે, ને આંખોના ખૂણા કાળા રંગેલા હોય છે. ફરાકને સળ પાડેલા હોય છે. પણ એ બધું

માટીના એક જ લોંદાનું બનેલું હોય છે. સોનિયા આબેહૂબ એવી હતી! હું એના હાથને અડચો — તો તે સુંવાળી લાગી. તેનો સ્પર્શ મને સારો લાગ્યો. ઠંડી માટીની હતી ખરી ને! મને થયું હું ઊંઘતો હઈશ. એટલે હું બરાબર જાગીને બેઠો. પણ એ તો હતી તેવી ને તેવી જ મારી સામે ઊભી રહી. ન હાલે કે ન ચાલે. મેં પૂછ્યું: 'તું માટીની છે!' તેણે મોઢું ખોલ્યા વિના જ (મોઢું તો હતું તેમનું તેમ જ રહ્યું. મોઢાના વાંકા હોઠ લાલચોળ રંગેલા હતા.) તેણે જવાબ દીધો: 'હા, માટીની છું.' મને તો ધ્રુજારી આવી ગઈ. મેં એના પગ તરફ નજર નાખી: એ પણ માટીના; ને (હું કેવો છળી ગયો હઈશ તેનો ખ્યાલ મને આવી શકશે) માટીની બેસણી પર જડાઈ ગયેલા. બેસણી ને શરીર માટીના એક જ લોંદામાંથી બનાવેલાં. બેસણીનો દેખાવ જાણે જમીન હોય એવો કરેલો હતો, ને ઘાસ ચીતરવા માટે લીલો રંગ લગાડેલો હતો. ડાબા પગની પાસે, ઢીંચણથી સહેજ ઉપરના ભાગમાં ને તેની પાછળ માટીની થાંભલી હતી. તે રતૂમડી રંગેલી હતી. કદાચ ઝાડનું ઠૂંઠું બનાવવા માટે તેમ કર્યું હશે. એ પણ પૂતળીનો જ એક ભાગ હતો. મેં જોયું કે આ ઠૂંઠા વિના એનાથી ટટાર ઊભી શકાય એમ નહોતું. મારા દુઃખનો પાર રહ્યો નથી. તને એને વિષે પ્રેમ હતો, એટલે તું તો એની કલ્પના કરી શકશે. મને મારી આંખ, મારા હાથ વગેરે પર હજુ વિશ્વાસ બેસતો નહોતો. એટલે મેં એને બોલાવવા માંડી. પેલી બેસણી ને સાથેના ઠૂંઠા વિના એનાથી ખસી શકાય એમ નહોતું. એટલે તે બેસણી સહિત સહેજ ડોલી, ને મારી તરફ ઝૂકી. માટીની બેસણી ભોંય પર અથડાઈ તેનો અવાજ મેં સાંભળ્યો. હું એને ફરી અડચો. તેનું આખું શરીર સુંવાળું, અડતાં સારું લાગે એવું, ને માટીનું એટલે ઠંડુંગાર હતું. હું એનો હાથ ઊંચો કરવા ગયો, પણ હાથ ઊંચો ન થયો. એની કોણી ને પડખા વચ્ચેના ભાગમાં આંગળી, અથવા ખીલી પણ, ખોસી જોઈ; પણ તે ખોસાય જ

શાની? માટી હતી ખરીને. બજારમાં મળે છે, ને જેમાંથી જાત-જાતનાં વાસણ બને છે, એવી જ માટી આ હતી. પૂતળી કેવળ બહારના દેખાવ માટે જ ઘડેલી હતી. મેં એની કાંચળી તપાસી જોઈ. તે પણ શરીરનો જ એક ભાગ હતો. મેં વધારે બારીકાઈથી જોયું. તો નીચેના ભાગમાં કાંચળીના સળનો એક ટુકડો તૂટી ગયેલો, એટલે ત્યાં રતૂમડો રંગ દેખાતો હતો. માથાના ઉપલા ભાગમાં કાળો રંગ સહેજ ઘસાઈ ગયેલો, એટલે ત્યાં ધોળું ધોળું દેખાતું હતું. એક જગાએ હોઠ પરથી પણ રંગ ઘસાઇ ગયેલો, ને એક ખભા પરથી એક ટુકડો તૂટી ગયેલો. પણ પૂતળી એવી સરસ બનાવેલી હતી, ને એવી કુદરતી હતી, કે ભલે પૂતળી તો પૂતળી, પણ આપણી સોનિયા જ હતી. કાંચળી પણ એ પહેરતી હતી તેવી જ, ઝીકની કોરવાળી હતી. માથા પાછળ કાળા વાળનો અંબોડો હતો, તે પણ માટીનો. સુન્દર પાતળા હાથ, મોટી આંખો ને હોઠ — એ બધું આબેહૂબ હતું, પણ માટીનું. મારા ગભરાટનો પાર રહ્યો નહીં; ને શું કહેવું કે કરવું કે વિચારવું એ મને સૂઝયું નહીં. એ તો મને ખુશીથી મદદ કરત, પણ માટીની પૂતળી શું કરી શકે? અડધી મીંચેલી આંખો, આંખના ડોળા ને ભમર, બધું દૂરથી જોતાં જીવતા માણસનું હોય એવું જ લાગતું હતું. એ મારા તરફ જોતી નહોતી, પણ મારી પેલી પાર એની પથારી હતી તેના તરફ જોઈ રહી હતી. તેને સૂઈ જવું હોય એમ લાગતું હતું, ને તે આખો વખત બેસણી પર ઝોલાં ખાતી હતી. મારું મન હાથમાં રહ્યું નહીં, એટલે મેં એને પકડી ને પથારીમાં સુવડાવવા ઉપાડી. મારી આંગળીઓ એના ટાઢા, માટીના શરીર પર જરાયે દબાઈ નહીં. એથી વધારે આશ્ચર્ય તો મને એ થયું કે એ ખાલી બાટલી જેવી હલકીફૂલ થઈ ગઈ હતી. પછી એકાએક તેનું શરીર નાનું થવા લાગ્યું, ને બહુ જ નાનું — મારી હથેળી કરતાંયે નાનું — થઈ ગયું. છતાં શરીરનો ઘાટ તો એનો એ જ હતો. મેં એક ઉસીકું ઉપાડયું, એના એક ખૂણામાં પૂતળીને મૂકી, તેના પર ઉસીકાનો બીજો ખૂણો મારી મૂઠી વડે દબાવ્યો, ને એને ત્યાં

સુવાડી દીધી. પછી એની રાતે પહેરવાની ટોપી લીધી, તેની ચાર ગડી કરી, ને તેનાથી એને માથા લગી ઢાંકી દીધી. એ તો ત્યાં ચૂપચાપ પડી રહી. પછી મેં દીવો હોલવ્યો, ને એને મારી દાઢી તળે મૂકી. ત્યાં તો ઓચિંતો ઉસીકા નીચેથી એનો અવાજ સંભળાયોઃ 'લ્યોવા, હું માટીની કેમ બની ગઈ?' મને શો જવાબ દેવો એની ખબર નહોતી. એણે ફરી કહ્યુંઃ 'હું માટીની છું એથી કશો ફરક પડશે?' મારે એના મનને દુઃખ થવા દેવું નહોતું, એટલે કહ્યુંઃ 'ના, કશો ફરક નહીં પડે.' મેં ફરી અંધારામાં એને સ્પર્શ કરી જોયો — એ પહેલાંના જેવી જ ઠંડીગાર, ને માટીની હતી. એનું પેટ તે જીવતી હતી ત્યારે હતું એવું જ, સહેજ ફાંદવાળું, હતું — માટીની પૂતળીને માટે એવું પેટ કંઈ કુદરતી ન કહેવાય. પછી મારા મનમાં કંઈક વિચિત્ર લાગણી થઈ આવી. મને એકાએક એમ થઇ ગયું કે એ પૂતળી છે એ કેવું સરસ છે! મને નવાઈ લાગતી મટી ગઈ — આખો બનાવ મને બહુ સ્વાભાવિક લાગ્યો. મેં એને બહાર કાઢી, એક હાથમાંથી બીજા હાથમાં લીધી, ને મારા માથા તળે બેસાડી દીધી. એને એ બધું ગમ્યું. અમે ઊંઘી ગયાં.

સવારે હું ઊઠયો, ને એની સામે નજર નાખ્યા વિના જ બહાર ચાલ્યો ગયો. રાતનો બનાવ ઘણો જ ભયંકર લાગતો હતો. હું બપોરે જમવા આવ્યો ત્યારે તો પાછી તે હંમેશના જેવી— આપણા જેવી માણસ જ — બની ગઈ હતી. રાતે બનેલી વાત મેં એને યાદ ન કરાવી. મને થયું એ વાત કરીશ તો સોનિયા ને ફોઈબા બંનેના મનને દુઃખ થશે. આ વાત મેં હજુ કોઇને કરી નથી. આ તને લખું છું એ જ. મેં ધારેલું એ બધી ગઈગુજરી થઈ ગઈ. પણ તે દિવસથી, અમે જ્યારે જ્યારે એકલાં પડીએ છીએ ત્યારે એની એ ઘટના બને છે. સોનિયા એકાએક ટચૂકડી માટીની પૂતળી બની જાય છે. બીજાંઓની હાજરીમાં તો હંમેશના જેવી માણસ હોય છે. એના મનને આથી ત્રાસ નથી થતો, ને મને પણ નથી થતો. ખરું કહું તો વિચિત્ર લાગે એવું છે, પણ હું કબૂલ કરું છું કે મને એ વાતથી આનન્દ થાય છે. અને એ માટીની છે છતાં અમે બહુ સુખી છીએ.

બહેન તાનિયા, હું આ બધું તને એટલા માટે લખું છું કે તું તારાં બાપુજી ને બાને આ વાત કરજે; અને બાપુજી પાસે ડાકટરને પૂછી જોવડાવજે કે આ બનાવનો અર્થ શો ? ને જે બાળક જન્મવાનું છે તેને આથી કાંઈ હાનિ તો નહીં થાય ? અત્યારે અમે એકલાં છીએ, એટલે એ મારી નેકટાઈ તળે બેઠી છે, ને એનું અણીદાર નાક મારા ગળામાં ખૂંચ ખૂંચ કરે છે. ગઈ કાલે એ ઓરડામાં એકલી પડી હતી. હું અંદર ગયો ત્યાં જોયું કે ડોરા (અમારી નાની કૂતરી) એને ખૂણામાં ખેંચી ગઈ હતી ને તેની સાથે ગેલ કરતી હતી. ભાંગી નહોતી નાખી એટલું સદ્‌ભાગ્ય. મેં ડોરાને ફટકારી, ને સોનિયાને વાસ્કોટના ગજવામાં મૂકી મારા અભ્યાસખંડમાં લઈ ગયો. પણ મેં ટુલાથી એક નાની લાકડાની પેટી મંગાવી છે તે આજે આવવાની વકી છે. પેટીની બહાર મોરોક્કો ચામડું મઢેલું છે, ને અંદરના ભાગમાં મખમલનું અસ્તર કરાવ્યું છે. એમાં પૂતળીબાઇને માટે એવી રીતે જગા રાખી છે કે અંદર મૂકી હોય ત્યારે કોણી, માથું ને પીઠ બધું સરખી રીતે રહે. પછી ભાંગી જવાની બીક જ નહીં. પૂતળીને પણ હું શેમોય ચામડાથી મઢી લઈશ.

મેં આ કાગળ લખીને તૈયાર કર્યો હતો તેવામાં એક ભયંકર આફત આવી પડી. એ ટેબલ પર ઊભી હતી, ત્યાં અમારી ઘરડી નોકર નાતાલિયાએ ત્યાં થઇને પસાર થતાં એને અડફેટ મારી. એટલે પૂતળી પડી ગઈ, ને ઠૂંઠા પાસેના ઢીંચણના ઉપલા ભાગમાં પગ ભાંગી ગયો. અમારો નોકર એલેક્સી કહે છે કે ઈંડાંની સફેદીમાંથી બનાવેલા એક લેપ વડે એને સાંધી શકાશે. મોરક્કોમાં આવો લેપ બનતો હોય તો મને મોકલી આપજે.

પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કર એન્ડ
કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

મુદ્રક :
ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય,
મામાની હવેલી, શાકબજાર
અમદાવાદ.